# કાવ્યમાધુર્ય

ઇ. સ. ૧૮૮૫ થી ૧૯૦૯ સુધીમાં
પ્રગટ થયેલાં કાવ્યોનો પ્રતિનિધિસંગ્રહ

*

સંપાદક
હિમ્મતલાલ ગણેશજી અંજારિયા
એમ. એ., એલ એલ. બી.

*

અઢી રૂપિયા



એન. એમ. ત્રિપાઠી લિ.
બુકસેલર્સ : પબ્લિશર્સ
પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઇ ૨

"Poetry gives treasures 'more golden than gold,' leading us in higher and healthier ways than those of the world, and interpreting to us the lessons of nature."

*F. T. Palgrave*


પ્રથમ આવૃત્તિ : ૧૯૦૩
દ્વિતીય આવૃત્તિ : ૧૯૦૬
તૃતીય આવૃત્તિ : ૧૯૧૦
પુનર્મુદ્રણ : ૧૯૧૬
જાન્યુઆરી : ૧૯૨૦
સપ્ટેંબર : ૧૯૨૦
૧૯૨૫ : ૧૯૪૪ : ૧૯૪૫
જાન્યુઆરી : ૧૯૪૮



28470



સર્વ હક્ક સંપાદકને સ્વાધીન



પ્રકાશક :
પરમસુખ પંડ્યા
એન. એમ. ત્રિપાઠી લિ.
બુકસેલર્સ : પબ્લિશર્સ
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨

મુદ્રક :
કનૈયાલાલ પી. શાહ
ઓરીએન્ટ પ્રિ. હાઉસ
દાદી શેઠ અગીયારી લેન
નવીવાડી, મુંબઈ ૨

# અર્પણ

## ગુજરાતની કાવ્યરસિક જનતાને

વિ. સં. ૨૦૦૨ હિં. ગ. અંજારિયા

* * *

"દલપત-નર્મદના વખતમાં મનાતું કે ગમે તે વિષય ઉપર કાવ્ય થઈ શકે, ગમે તે વકતવ્ય કાવ્યમાં મૂકી શકાય. અને અત્યારે પણ એ જ સ્થિતિએ આપણે લગભગ છીએ. ઈતિહાસનું પુનરાવર્તન થાય છે કે શું ? પણ ઇતિહાસનું પુનરાવર્તન કદી થતું નથી. માનવગતિ કદાચ ગોળ લાગે ખરી, પણ તે ડુંગર ફરતાં ગોળ રસ્તા જેવી છે. તે ગોળ છે પણ ઉર્ધ્વગામી છે. આ જમાનાના સ્વરૂપના વિચારો ભલે દલપત-નર્મદના પ્રારંભ જેવા લાગે પણ એ પ્રારંભ પછી તો દલપત-નર્મદ બન્ને કાવ્યની ઝડીઓ વરસ્યા, કલાન્ત અને કલાપીએ પોતાનાં દિલદર્દો ગાયાં, નરસિંહરાવ, કાન્ત અને બલવંતરાયે અનેક નવા ફૂલછોડો ઉછેરી બતાવ્યા, પ્રેમભકિતએ વસન્તવૈતાલિક કોકિલો ટહુકાવી મૂકયા, હરિ હર્ષદ ધ્રુવ અને ખબરદારે વીરરસની હોરી લાવણી ગાયાં અને દી. બા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ આચાર્યશ્રી આનંદશંકરભાઈએ શ્રી નરસિંહરાવ-ભાઈએ અને પ્રો. બલવન્તરાય ઠાકોરે અનેક દૃષ્ટિએ વિવેચના કરીને આપણી સાહિત્યભૂમિને ખેડીને સમૃદ્ધ કરી મૂકી છે. આટલું થયા પછી, તે પહેલાંની ઐતિહાસિક સ્થિતિ પાછી આવે તે અશકય છે. નવા જમાનાને આ બધાનો વારસો મળ્યો છે અને એ સઘળા વારસા સાથે નવા કવિતા-લેખકો કાવ્યક્ષેત્રમાં અનેક નવા પ્રયોગો અત્યારે કરે છે. અને આ આપણો કાવ્યપ્રવાહ, તેનાં જુદાં જુદાં વહેણોનાં લક્ષણો જોવાં એ એક ઘણો જ બોધક અને રસદાયક અભ્યાસ છે."

—રામનારાયણ વિશ્વનાથ પાઠક

# પુનર્મુદ્રણની

# પ્રસ્તાવના

આ સંગ્રહનો જે સ્વીકાર થયો છે તે ઉપરથી પહેલી આવૃત્તિ વખતે રખાયેલી આશા સારે અંશે પૂર્ણ થયાનો સંતોષ થાય, અને તે જાતની પ્રવૃત્તિ આગળ વધારવા પ્રેરણા મળે એ સ્વાભાવિક છે. ઇ. સ. ૧૮૮૫ થી ઇ. સ. ૧૯૦૯ સુધીની જે સમયમર્યાદામાં રહી આ સંગ્રહનું સ્વરૂપ સાચવી રાખવામાં આવ્યું છે તે સમય પછી પણ એટલાં બધાં નવાં કાવ્યો રચાઈ ચૂક્યાં છે કે હવે કાં તો આ સંગ્રહને મોટો કરવો જોઇએ અગર તેની અનુપૂર્તિ તરીકે બીજો સંગ્રહ તૈયાર કરવો જોઇએ. આ સંબંધમાં ઇ. સ. ૧૯૧૬ ની આવૃત્તિ વખતે જે ધોરણ પસંદ કરવામાં આવ્યું છે તે ધોરણને જ વળગી રહી, સર્વપ્રિય થઈ પડેલા સંગ્રહના સ્વરૂપને બદલવા કરતાં અનુપૂર્તિ રૂપે બીજો સંગ્રહ ઇલાયદી રીતે જ તૈયાર થાય એ વધારે યોગ્ય માન્યું છે.

મુંબઈ યુનિવર્સિટિએ આ સંગ્રહને પાઠ્ય પુસ્તક તરીકે મંજુર કરીને તેના પ્રચાર અને અભ્યાસને વેગ આપ્યો છે અને તેથી જ આ બે વર્ષમાં બે વાર આ પુનર્મુદ્રણનો પ્રસંગ પ્રાપ્ત થયો છે જેનું શ્રેયઃ યુનિવર્સિટિના સંચાલકોને ઘટે છે.

અહીં ફક્ત અભ્યાસ માટે નિયત થયેલાં કાવ્યો જ ન છાપતાં સમગ્ર સંગ્રહનું જ પુનઃ સંસ્કરણ પ્રગટ કર્યું છે જે સ્વીકૃત સમયમર્યાદામાં ઉતરેલા કાવ્યફાલનો આછોપાતળો પણ સર્વાંગીણ પરિચય કરવા માટે અભ્યાસીઓને ઉપકારક થઈ પડશે.

"પ્રભુકૃપા," લક્ષ્મીનગર
ખાર: મુંબઈ: તા. ૧૦–૫–૪૫

હિ. ગ. અંજારિયા

# પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવનામાંથી

સ્વલિખિત પુસ્તકમાં લેખના ઉદ્દેશ તથા હેતુ જણાવવા પૂરતી તક હોય તો પણ પ્રસ્તાવનાના બે બોલ કહેવાની રીત સર્વમાન્ય થઈ પડી છે, તો પછી જેને અન્યના લેખનો સંગ્રહ કરવાનો હોય તેને તો તે પ્રયાસનાં પ્રયોજન તથા પ્રારંભ વિષે પ્રસ્તાવ લખવો પડે એ આવશ્યક છે.

લખાણ વધ્યે જાય છે, પણ જીંદગીની અવધી નથી. એટલે સર્વને બધું વાંચી જવા અવકાશ રહે જ નહિ; તેથી સારા લેખકોના લેખોમાંથી રસમય ચૂંટણી કરી સંગ્રહ કરવાની પ્રથા ઘણા સમય થયાં પ્રચલિત થઈ છે, અન્ય દેશોમાં તેમ આ દેશમાં પણ જૂના ભક્ત કવિઓનાં પદ, આખ્યાન વગેરે ઘણાં છપાયાં છે. તેમાંથી 'શામળ સતસઇ' 'કાવ્યનિમજ્જન' વગેરે ચુંટણી થઈને પણ છપાયાં છે. લગભગ બે વીશી થયાં તદ્દન નવી જાતની કવિતા ગુજરાતીમાં લખાવા લાગી છે. તેના વાચકો થોડા હોઈ વધારવાના હેતુથી પુસ્તક રૂપે કે અન્યથા છપાયેલી કે નહિ છપાયેલી કવિતાઓમાંથી યથાશક્તિ ચુંટણી કરવાનું કામ ઘણા વખત થયાં અનેક વાચકોના મનમાં ઘોળાતું હશે–તે ઈચ્છા પરિપૂર્ણ કરવાને મને તક મળી તેથી કૃતાર્થ થયો છું.

ગુજરાતી ભાઈઓમાંથી જે ભણેલાઓ વિદેશી કવિયોનાં કાવ્યથી મોહિત થાય છે તેવામાંથી ઘણા તો ગુજરાતી કવિતા માટે તદ્દન બેદરકાર જ માલમ પડે છે. આ ચુંટણી તેવાઓ માટે ખાસ થયેલી છે.

*            *            *

જ્યારે મારા આ પ્રયાસ વિષે બીજાઓએ જાણ્યું ત્યારે તેઓએ અંગ્રેજી ગોલ્ડન ટ્રેઝરી જેવું આ પુસ્તક થશે એવી આશા બતાવી. પરંતુ બધે અંશે તેમ થવું આ સમયે સંભવતું નથી. અંગ્રેજી કવિયોની જન-સમાજને પિછાન હતી, તેની કદર થયેલી હતી. તેના કેટલાક કાવ્યખંડો

બહુ જ લોકપ્રિય થઇ સર્વવ્યાપી જેવા થયા હતા. તેવા બધાને ભેગા કરવાનું કામ–લોકપ્રિય થયેલામાંથી કયા સર્વને સરખી રીતે ગ્રાહ્ય અને પ્રિય થશે એટલું જ જોવાનું કામ–ગોલ્ડન ટ્રેઝરીના સંગ્રહ કરનારનું હતું. અહીં સ્થિતિ તેથી જુદી છે. લેખકોની જનસમાજને પિછાન નથી–તેમની કદર નથી–બહાર પડેલ પુસ્તકો થોડાં છે–ને તેની કવિતાના વાચકો પણ ગણ્યા ગાંઠ્યા જ છે. તેથી આ સંગ્રહ કરનારનો કંઇક ઉદ્દેશ કવિની ઓળખ આપવાનો, ગુજરાતી કવિતામાં દાખલ થયેલ નવીન રસ બતાવવાનો, કવિતાને લોકપ્રિય કરવાનો અને અને ભણેલાઓને ગુજરાતી માટે થઇ ગયેલો તિરસ્કાર કંઇક દૂર કરવાનો છે.

* * *

કહેવાની જરૂરિયાત નથી કે આમાં જે છે તે બધું બીજાનું જ છે. ટિપ્પણ વગેરેમાં પણ જ્યા સુધી બીજાના વિચાર ને બીજાની મદદ મળી શકેલ છે ત્યા સુધી પોતાપણું ઘુસાડવાનું યોગ્ય લાગ્યું નથી. તોપણ કહેવુ જોઇએ કે તેને માટે જવાબદારી મારી પોતાની છે.

પોતાના લેખો છપાવવાની પરવાનગી આપવા માટે સર્વ લેખકોનો ઉપકાર થયો છે.

પોષ, સંવત ૧૯૬૦
ગોંડળ–કાઠિયાવાડ

હિ. ગ. અંજારિયા

# કવિતાનો નવો અવતાર

છેલ્લાં ચોવીસ વર્ષમાં સાહિત્યનો અભ્યાસ ઠીક ઠીક વધ્યો છે; ઐતિહાસિક માહિતી પણ સારા પ્રમાણમાં પ્રચાર પામી છે એટલે સંવત્ ૧૯૬૦ માં જેવું 'ટૂંકું અવલોકન' જરૂરતું હતું તેવું સંવત ૨૦૦૦ માં જરૂરતું રહ્યું નથી.

ભાષાસાહિત્યના ઇતિહાસની શરૂઆત **નરસિંહ મ્હેતાથી** થાય છે; **નરસિંહ મ્હેતો** આપણો આદ્યકવિ છે; તેના સમયમાં ભક્તિસાહિત્ય જ લખાતું હતું એવી એકવાર માન્યતા હતી, પણ પાછળની શોધખોળે પ્રગટ કર્યું છે કે એ માન્યતા સાચી નહોતી. તે સમયમાં ભક્તિ ઉપરાંત ઇતર સાહિત્ય પણ લખાતું હતું. વાર્તા, આખ્યાન, વીરપ્રશસ્તિ પ્રેમપ્રસંગો, યુદ્ધવર્ણન વગેરે વિવિધ પ્રતિનું સાહિત્ય જૂના સમયથી લખાતું રહ્યું છે એમ હવે નિશ્ચયપણે જાણવામાં આવ્યું છે.

**નરસિંહ, મીરાં** પછી **નાકર** અને તેની પછી **અખો, પ્રેમાનંદ, શામળ** નિરનિરાળી પ્રતિના સુજ્ઞાત અને સુવિખ્યાત લેખકો થયા છે; તેમની પછી પણ **પ્રીતમદાસ, દયારામ, ધીરો, ભોજો** અને બીજા કેટલાક લેખકોએ આપણા સાહિત્યને અનેકરંગી સમૃદ્ધિ આપી છે, એટલું તો સાહિત્યમાં રસ લેનાર સામાન્ય વાચક પણ હવે જાણે છે.

તે પછીની આપણી સાહિત્યસૃષ્ટિ પલટો પામી છે. તેવો પલટો શા માટે પામી એ વિષે વિગતવાર માહિતી સાધારણ વાચક કદાચ ન ધરાવતો હોય. પણ **નર્મદ-દલપતના** જમાનાથી આપણું સાહિત્ય સ્વરૂપફેર પામ્યું, સાહિત્યનું લક્ષ્ય બદલાયું, સાહિત્યના પ્રેરક હેતુઓ બદલાયા, અને સાહિત્યમાં નવો પલટો આવ્યો એટલું જ નહિ, પણ સમગ્ર જીવનમાં પલટો આવી ગયો એટલું તો સામાન્ય જણ પણ જાણતો થયો છે.

અંગ્રેજી રાજ્યની સ્થાપના, તેને લીધે અંગ્રેજ અમલદારોનો પરિચય અંગ્રેજોના જીવનધોરણથી આપણા મોટા લોકોમાં તેમને માટે ઉત્પન્ન થયેલું માન અને તેઓના ગુણોની પૂજા પ્રશંસા: આ કારણોને લીધે દેશના સમગ્ર વાતાવરણ પર ખૂબ અસર થઈ. નવા રાજકર્તાઓ માટે મોહભર્યાં

અહોભાવની તથા તેમના જીવન પરથી પડેલા પ્રભાવની શરૂઆતમાં તો આપણા પર વશીકરણ જેવી અસર થઈ હતી—જે કાંઈ અંગ્રેજી તે સરસ, જે કાંઈ આપણું તે ખરાબ અને તેથી સુધારવા લાયક, એવા અભિપ્રાયે મોટા લોકોને મુગ્ધ બનાવ્યા હતા. વાતાવરણની અસર સાહિત્ય પર થાય એ સ્વભાવિક હતું.

આગલા જમાનાઓમાં, ભક્તિ, ધર્મ, ઉપદેશ, આનંદ, વિનોદ, વાર્તા, આખ્યાન જેવા વિષયો સાહિત્યસર્જન માટે યોગ્ય ગણાતા; હવે જીવનની દૃષ્ટિમાં થયેલા ફેરફારને લીધે ભક્તિ અને ધર્મને ગૌણ સ્થાન મળ્યું. તેને બદલે સંસારનાં સુખદુઃખ, નિત્યના ઐહિક જીવનને સ્પર્શતી બાબતો, દેશહિત, સમાજહિત, કુદરતનાં દૃશ્યો, એવા એવા વિષયો સાહિત્યોત્પાદન માટે કારણરૂપ બન્યા. અંગ્રેજોના સાહિત્ય માટે ઊંચો મત બંધાઈ ગયો હતો—અંગ્રેજી સાહિત્યનો અભ્યાસ કે તેનો નિકટ પરિચય તો હજી થયો નહોતો, છતાં આપણામાં અંગ્રેજી સાહિત્ય જેવું લખાણ થવું જોઈએ એવી ભાવના ઉદય પામી હતી. નર્મદાશંકરે એવા ખ્યાલો સેવ્યા હતા—થોડાક પ્રયત્ન પણ કર્યા હતા, પણ સંસ્કારની ન્યૂનતા અને કવિત્વની શૂન્યતાને લીધે સફળતા મેળવી શક્યા નહોતા. દલપતરામ અંગ્રેજી સંસ્કાર માટે અહોભાવ ધરાવતા હતા, પણ અંગ્રેજીનો સીધો પરિચય હતો જ નહિ, એટલે અંગ્રેજીનો નમુનો લેવાનું તેને માટે સંભવિત જ નહોતું. છતાં તેની કવિતાથી ગુજરાતી કવિતાના રૂપરંગમાં સારો ફેરફાર થયેલો દેખાઇ આવે છે.

ગુજરાતી કવિતાને સંદતર પલટો આપનાર, કવિતાને નવો અવતાર આપનાર તો અંગ્રેજી સાહિત્યના અભ્યાસીઓમાંથી જ સાંપડ્યા છે. અંગ્રેજી અમલ થવા સાથે નવી જાતનું શિક્ષણ શરૂ થયું, હળવે હળવે કેળવણી આગળ વધવા લાગી અને છેવટ ઉચ્ચ કેળવણીનો પ્રબંધ થયો. ઊંચી કેળવણી લઈ તૈયાર થએલા વિદ્વાનોને નોકરીના અને પ્રતિષ્ઠાના ખૂબ લાભ મળવા લાગ્યા એટલે દેશમાંની બુદ્ધિશાળી અને આગળ પડતા ગુણો ધરાવતી વ્યક્તિઓ ઊંચી કેળવણી લેવાં આકર્ષાઈ. આથી અંગ્રેજી સાહિત્યનો અને સાથે સાથે અંગ્રેજી કવિતાનો અભ્યાસ વધ્યો. આ પરિચય

અને આ અભ્યાસે વિદ્વાન વર્ગની સર્જકવૃત્તિ અને સાહિત્યસૃષ્ટિ પર ખૂબ અસર કરી, કવિતાના સ્વરૂપને નવીનતા મળી, કવિતાને જાણે નવો અવતાર જ મળ્યો.

નર્મદ દલપતના જમાનામાં નવલરામે ગરબાવળી તથા મેઘછંદ જેવી કૃતિઓ રચી નવા અવતારની કાંઇક આગાહી આપી હતી. ભોળાનાથ સારાભાઈની ઈશ્વરપ્રાર્થનામાળા પણ નવા અવતારની આગહી આપનારી કૃતિ જ ગણાય; પરંતુ તે કૃતિઓ છુટક છુટક રચના જ હતી. નરસિંહરાવની 'કુસુમમાળા' સને ૧૮૮૭માં બહાર પડી તે પહેલાં, તેમાંનાં કોઇ કોઈ કાવ્યો બુદ્ધિપ્રકાશમાં પ્રગટ થઈ ચૂકયાં હતાં અને તે દ્વારા કવિતાને મળતા નવા અવતારની પિછાન મળી ચૂકી હતી; પરંતુ આ નવા અવતારનું ચોક્કસ સ્વરૂપ અને પ્રત્યક્ષ દર્શન તો કુસુમમાળા બહાર પડયા પછી જ ગુજરાતના ધ્યાનમાં આવ્યું.

અંગ્રેજી કવિતાની પ્રતિચ્છાયા કેવી સરળ રીતે પાડી શકાય, પ્રકૃતિનાં વર્ણનને નવીન રૂપે કાવ્યમય કેમ બનાવાય, જીવનમાં હરહમેશ અનુભવાતા નાના મોટા પ્રસંગો પરથી કવિત્વભરી વિચારણા ઉપજાવી તે પ્રસંગો પરથી કેવી સુંદર કૃતિઓ રચી શકાય, સામાન્ય લાગતી બાબતોમાં પણ કવિની સૂક્ષ્મ દૃષ્ટિ કેવાં રહસ્યો જોઈ શકે, જીવનમાં આનંદ, ઉલ્લાસ અને સદ્‌વિચારનાં લ્હાણાં કવિતાદ્વારા કેવી સરસ રીતે આપી શકાય એવું એવું 'કુસુમમાળા'ના નાના સરખા સંગ્રહમાંથી ગુજરાતી રસિક વર્ગ જાણી શકયો છે, જોઇ શકયો છે.

'કુસુમમાળા' બહાર પડી તે જ વર્ષમાં મણિલાલ નભુભાઈએ 'પ્રેમજીવન' નામનો એક કાવ્યસંગ્રહ પ્રગટ કર્યો હતો. 'પ્રેમજીવન'માં દૃષ્ટિ નવી હતી, પણ વિષય અને વસ્તુ જુનવાણી જેવાં જ હતાં. પ્રેમ જગતમાં સર્વવ્યાપી છે, જગત બધું પ્રેમમય છે, રસભર દૃષ્ટિ એ જ ખરી દૃષ્ટિ છે એવો બોધ આપતી મણિલાલની કવિતા જ્ઞાનમાર્ગ, અભેદમાર્ગ, સુરીમત, અને તત્ત્વદર્શનના અન્વીક્ષણ પરીક્ષણથી રંગાયેલી હતી. વ્યવહાર અને પરમાર્થ, સંસારી જીવન અને અભેદ પ્રવાસીનું જીવન, પ્રેમ કાવ્ય

અને જ્ઞાનકાવ્ય વગેરે વિષે 'અસ્પષ્ટ પણ રસભર વિચાર ફેલાવનારી હતી. 'પ્રેમજીવન' માંનાં કાવ્યો સુગેય અને કવિત્વપૂર્ણ હોવાથી તે બધાં જ એક વખત બહુ પ્રિય થઈ પડયાં હતાં, તે કાવ્યો જૂના જમાનાઓની કવિતાઓથી જૂદે રૂપે લખાયેલાં હતાં એ ખરૂં; પણ ગુજરાતી જમાનાઓની કવિતાથી આપવામાં આ કાવ્યોની અસર ઘણી જ થોડી હતી.

થોડું મોડું છપાયેલું હોવા છતાં, ગોવર્દ્ધનરામનું 'સ્નેહમુદ્રા' લખાયું હતુ ઉપલા બે સંગ્રહોના લેખનકાળમાં જ. તે કાવ્ય જૂનવાણી કાવ્યોથી તદન નવી પ્રતિનું હતું. નવી કવિતાને સ્વરૂપ આપવામાં તે કાવ્ય કારણરૂપ ગણી શકાય; કવિતાને નવો અવતાર આપવામાં તે થોડું ઘણું પ્રેરણારૂપ બન્યું હશે, પણ નમુનારૂપ તો બન્યું નથી. તત્ત્વચિંતન અને રહસ્યશોધનના ભારથી તે કાવ્યનું કવિત્વ દબાઈ ગયું છે. વિષય વિચારણીય, અને આકર્ષક છે, ભાવનિરૂપણ કોઈ કોઈ જગાએ તો ખૂબ મનોરંજક છે. શૈલી કષ્ટબોધ્ય હોવા છતાં અર્થગૌરવ અને ચિંતનસૌંદર્યથી આનંદજનક બને છે. એક સરખો કાવ્યનંદ મળ્યા કરે તેવું તો નથી, છતાં નવા જમાનાની કવિતાસૃષ્ટિમાં ઊંચા પ્રકારનું ગણવા લાયક તો અવશ્ય છે. તોપણ કવિતાના નવા અવતારની ઘટનામાં તે બહુ ઉપકાર બન્યું હોય એમ તો કહી શકાતું નથી.

નરસિંહરાવ અને મણિલાલ તરફથી બીજા સંગ્રહ પણ લગભગ સમાન કાળે જ પ્રગટ કરવામાં આવ્યા. મણિલાલનો 'અભેદોર્મિ'–નરસિંહરાવનો 'હૃદયવીણા.' 'અભેદોર્મિ' 'પ્રેમજીવન'ના જ સ્વરૂપનો સંગ્રહ છે; પ્રેમથી અભેદપ્રાપ્તિ થાય છે. અભેદમાર્ગના પ્રવાસી અખૂટ આનંદના અધિકારી બને છે; લેખક જાતે જ તેવા અનુભવોના ભાગ્યશાળી બની રહ્યા છે; બ્રહ્મ, પ્રેમ અને અભેદમાર્ગને સર્વવ્યાપી અને સર્વપ્રિય બનાવવાના લોભથી લખાયેલાં તે કાવ્યો સુવાચ્ય, સુગેય અને ચિંતન અને આનંદના લ્હાવા આપી શકે તેવાં હોવા છતાં નવા અવતારને પરિપોષક બને એવાં નહોતાં.

એથી ઉલટું નરસિંહરાવનો બીજો સંગ્રહ 'હૃદયવીણા' 'કુસુમમાળા'

ની પેઠે જ નવા અવતારને સ્થિર કરનાર, સુંદર કરનાર, શુભ શૃંગારથી વિભૂષિત કરનાર બન્યો છે. વિષયની પસંદગી અને મનોભાવની વૃત્તિમાં તે 'કુસુમમાળા'થી સારી પેઠે જૂદો પડી આવે છે. 'કુસુમમાળા'માં સુખવાદ વ્યાપી રહેલો હતો, જીવનના આનંદવિલાસનાં વર્ણનો હતાં અને એકંદર વાતાવરણ વિલાસમય, આનંદમય હતું, તેને બદલે 'હૃદયવીણા'માં સંસારના કડવા અનુભવો થયા છે; વિષાદ, દુઃખ, ખેદ, સંસારી જીવનમાં થઈ રહેલા અન્યાયો વગેરેને લીધે ઐહિક સુખ સાથે દુઃખો પણ ભળેલા છે એ સત્ય સમજાયું છે. પણ છતાં લખાણની મોહભરી નવીનતા ઓછી થઇ નથી; વિષયવૈવિધ્ય અને વિચારવૈવિધ્ય રૂચિકર અને પ્રસન્નતા ઉપજાવે તેવાં છે; સર્વપ્રતિના વાચકોને મનોગમ અને આનંદકર લાગે તેવાં છે. અને તેથી 'કુસુમમાળા'ની પેઠે તે સંગ્રહ પણ સારી લોકપ્રિયતા પ્રાપ્ત કરી શક્યો હતો. 'કુસુમમાળા' અને 'હૃદયવીણા' નવા કવિ લેખકોને અને સાહિત્ય શોખીનોને પ્રેરણારૂપ અને માર્ગદર્શક થઈ પડ્યા હતા.

નરસિંહરાવ, મણિલાલ નભુભાઈ, ગોવર્દ્ધનરામ એ ત્રણે નવી કવિતાના પ્રારંભના સમર્થ લેખકો. તે જમાનામાં હરિલાલ હર્ષદરાય ધ્રુવ અને બાલાશંકર ઉલ્લાસરામ કંથારિયા પણ ગણાવા જોઈએ. હરિલાલનાં કાવ્યો કાંઈ ઘણાં નથી; એ કાવ્ય સંગ્રહો 'કુંજવિહાર' અને 'પ્રવાસપુષ્પાંજલિ' છપાયા પણ છે. પરંતુ હરિલાલની કવિતાઓ ખાસ પ્રયત્નથી લખાયેલી કવિતાઓ છે; મરડી મરડીને શબ્દજાળ ગુંથવી, ભાવનો ઉદ્રેક જણાવવા શબ્દો અને સંકેત ચિહ્નોનો શંભુમેળો કરવો, અસર ઉત્પન્ન કરવા માટે શબ્દ અને અર્થમાં વિકાર પરંપરા કર્યાં કરવી વગેરે અનેક અરુચિકર પ્રયોગો હોવાને લીધે હરિલાલની કવિતા વાચકપ્રિય બની શકી નથી—હવે તો લગભગ ભુલાઈ જવા આવી છે. તેની કવિતા ભલે ભુલાઈ, પણ તેણે ઉછરતા લેખકોને ઉત્તેજન આપવાનું જે કાર્ય કર્યું છે તે તો ભુલાવું જોઇએ નહિ, 'ચંદ્ર' નામનું માસિક તે ચલાવતા હતા, તેમાં પ્રેરણા ઉ-તેજન અને ઉત્સાહ મળે તેવી રીતે માર્ગદર્શક ટીકા લખી ઉછરતા લેખકોની કૃતિઓને તે પ્રગટ કરતા હતા. કલાપી, ખોટાદકર, લલિત, જટિલ

વગેરે ઘણાને તે લાભ મળ્યો હતો; પ્રશંસા વડે પ્રતિષ્ઠા મળતી, આત્મસંતોષ મળતો, અને લેખનપ્રવૃત્તિને વિકાસ મળતો.

બીજા લખનાર બાલાશંકરની કવિતાની સંખ્યા કદાચ હરિલાલની કૃતિની સંખ્યા કરતાં ઓછી હશે, પરંતુ તેની કવિતા સત્ત્વમાં અને કવિત્વમાં ચડીઆતી હતી. તેની કવિતામાં સંસારી પ્રેમનાં ગાણાં અને ધૂની મસ્તાનની મસ્તી હતી એટલે જુવાન વાચકોમાં તે ખૂબ પ્રિય થઈ ગઈ હતી. લેખન-શૈલી જુસ્સાદાર, સરળ અને સીધી હોવાથી કાવ્યો સારો સત્કાર પામી રહ્યાં હતાં. તેનાં કાવ્યોનો સંગ્રહ એક સાથે છપાયેલો નહિ હોવાથી તેની કવિતા ભુલાવા લાગી હતી. પરંતુ સદ્‌ભાગ્યે એક પ્રશંસક નીકળી આવ્યા–'કલાન્તકવિ' એ નામથી તેનાં કાવ્યોનો સંગ્રહ, વિવરણ અને વિવેચન સાથે હમણાં પ્રગટ થયો છે.

'કલાન્તકવિ' એ બાલાશંકરનું તખલ્લુસ હતું. તે જમાનામાં તખલ્લુસથી લખવું એ એક પદ્ધતિ પડી ગઈ હતી. મણિશંકર ભટ્ટે 'કાન્ત' સુરસિંહજીએ 'કલાપી,' બળવંતરાય ઠાકોર 'સેહેની', ન્હાનાલાલે 'પ્રેમભક્તિ,' જન્મશંકર મહાશંકર બુચે 'લલિત,' રામમોહનરાય દેશાઈએ 'સુમન્ત' એમ ઘણા ઘણા લેખકોએ તખલ્લુસથી જ લખવાનું રાખ્યું હતું. કલાપી અને લલિત સિવાય બીજાઓએ તો પોતાના ખરા નામનો અંગીકાર કરી લીધો છે. હજી કોઈ કોઈ તે પદ્ધતિને સેવનારા છે ખરા, પણ ઘણે ભાગે હવે તે પદ્ધતિ બંધ પડતી જાય છે.

આ લેખકોની સાથે જ જેની નોંધ લેવી જોઇએ એ કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, નરસિંહરાવના સમવયસ્ક, અને ભાષાસાહિત્યના પંડિત તરીકે સહચારી હતા. પ્રખર વિદ્વાન, ઉત્તમ પડિત, આશ્રાન્ત કાર્યકર અને સૂક્ષ્મ બુદ્ધિવાળા હોવા છતાં તેની કૃતિ લગભગ બધી, ભાષાંતરરૂપ હોવાથી આવા લઘુનિબંધમાં તેની ઘટતી નોંધ માટે અવકાશ ન કહેવાય. તેમની સ્વતંત્ર કૃતિ બાર પંદરથી વધારે નહિ હોય, પણ તેથી તેમનું કવિત્વ કાંઇ ઉતરતા પ્રકારનું હતું તેમ માનવાનું નથી સંસ્કૃતમાંથી ભાષાંતર કરવાની તેમની આવડત ઊંચા પ્રકારની, અજબ ઔચિત્યપૂર્ણ હતી. બે કાવ્યોનાં સરસ

ભાષાંતર કર્યાં છે, પણ ખાસ શક્તિ તો નાટકનાં ભાષાંતર કરવામાં રોકી છે. મુદ્રારાક્ષસ, વિક્રમોર્વશીય, તથા શ્રી હર્ષ તથા ભાસનાં કેટલાંક નાટકોનો અનુવાદ કરી ગુજરાતી સાહિત્યને સારી રીતે સમૃદ્ધ કરેલ છે.

વળી, જૂની ગુજરાતીના અભ્યાસ અને તેનાં પ્રકાશન માટે, તથા પદ્ય-રચનાના શાસ્ત્રીય અધ્યયન માટે કેશવલાલ જેટલો શ્રમ લેનારા, તેમના જેટલી વિશિષ્ટ શક્તિ ધરાવનારા બીજા થોડા જ હતા.

કાવ્યના વિષય અને વસ્તુમાં થયેલો મોટો પલટો એ કવિતાને મળેલા નવા અવતારને પ્રત્યક્ષ કરનાર, મુખ્ય બાબત છે. જૂના જમાનામાં વિષય એક જાતનો જ હતો–ધર્મ, ધાર્મિક બોધ, ભજન, પુરાણકથા બધામાં મુખ્ય પ્રેરક હેતુ ધર્મભાવના જ હતી. આખ્યાન, વાર્તા સંસારવ્યવહાર માટે ઉપદેશ કવિતાવિષય બનતા, પણ તેઓમાં મુખ્ય કેન્દ્ર તો ધાર્મિક ભાવના જ ગણાતી. નર્મદ–દલપતના જમાનાથી તે વસ્તુસ્થિતિમાં પલટો શરૂ થયો: અને અંગ્રેજ અમલ પછી દાખલ થયેલી ઉચ્ચ કેળવણીનો પ્રચાર થતાં સાહિત્યના પ્રેરક હેતુઓ વધવા લાગ્યા. વિષય અને વસ્તુમાં વૈવિધ્ય અને વિસ્તાર દાખલ થયાં. વિષયનૂતનતા ઉપરાંત પણ નવી કેળવણીએ કવિતાના અવતાર પલટામાં ખૂબ મોટો ભાગ ભજવ્યો છે.

ઉચ્ચ કેળવણીમાં સંસ્કૃતના અભ્યાસને સ્થાન મળ્યું હતું. લેખકો ઘણાખરા યુનિવર્સિટિના પદવીધારી હતા એટલે સંસ્કૃત સાહિત્યનો પરિચય ધરાવતા હતા. ગુજરાતી ભાષાનો શબ્દભંડોળ માત્ર વ્યવહાર પૂરતો હતો. અંગ્રેજી વિચાર અને અંગ્રેજી વર્ણન ગુજરાતીમાં ઉતારનારાને નવા શબ્દોની જરૂર પડતી—સંસ્કૃત ભાષાના અખૂટ અને અનંત ભંડારમાંથી ગુજરાતી ભાષાની ન્યૂનતા પૂરી લેવી એ તુર્ત સૂઝી આવે એવો ઉપાય હતો. સંસ્કૃત શબ્દોને અપનાવવાની વૃત્તિને ઉત્તેજન અને સરળતા મળે તેવો એક પ્રયોગ તે જ અરસામાં થયો હતો. બાણની કાદમ્બરીના સફળ અને સુંદર ભાષાંતરથી સાહિત્યસેવકોની સંસ્કૃત શબ્દો અપનાવવાની વૃત્તિને ઉત્તેજન અને સરળતા મળ્યાં. નર્મદ-દલપતના વખતની ભાષા કરતાં નરસિંહરાવ, મણિલાલ ગોવર્દ્ધનરામ એ બધાનાં લખાણની ભાષા નવો અવતાર પામી હતી એ પહેલી નજરે જાણવામાં આવી જાય તેવું છે.

ભાષાને નવો અવતાર મળ્યો તેમ કાવ્યના શરીરને પણ નવો અવતાર પ્રાપ્ત થયો. જૂના સમયમાં પદો, દેશીઓ, રાગરાગણી, ગરબી, રાસ, કાફીઓ, ચાબખા, ભજન વગેરે રૂપે લખાતી કવિતામાં નર્મદે થોડોક અને દલપતરામે વિશેષ પ્રમાણમાં છંદોનો વપરાશ દાખલ કર્યો. જૂની પદ્ધતિનો અસ્વીકાર કે ત્યાગ કરવામાં નહોતો આવ્યો, પણ સંસ્કૃત છંદનો ઉમેરો થયો હતો. નરસિંહરાવ અને તે જમાનાના બીજા લેખકોએ પણ દેશી, ગરબા, રાગરાગણી વગેરેનો ઉપયોગ કર્યો છે, પણ છંદનું પ્રમાણ વધાર્યું છે.

સંસ્કૃત ભાષા સાથે યુનિવર્સિટિમાં ફારસી ભાષાને પણ સ્થાન હતું. એટલે કોઈ કોઈ ગુજરાતી વિદ્વાનને તે લાભ પણ મળતો અને તેથી ફારસી શબ્દો અને ફારસી ગઝલનો ઉપયોગ દાખલ થયો. મુસલમાનોનો અમલ હતો તે વખતે ફારસી ભાષાને માન મળતું અને તેથી ગુજરાતમાં ફારસીના જાણકાર ઘણા હતા. પરંતુ તે અમલ બંધ થયો અને અંગ્રેજી અમલ શરૂ થયો તેના વચલા ગાળામાં ફારસીનું જ્ઞાન ઓછું ઓછું થતાં નાબુદ થઈ ગયું હતું. યુનિવર્સિટીમાં અભ્યાસની એક ભાષા તરીકે સ્વીકારાતાં તેનો અભ્યાસ કોઈ કોઈ કરવા લાગ્યા. મણિલાલ નભુભાઈ સંસ્કૃતના સારા પંડિત હતા, પણ ફારસીનો પણ શોખ ધરાવતા હતા; સુફીમતના અભ્યાસી હતા. ફારસી શબ્દો અને ફારસી ગઝલનો ઉપયોગ તેણે ઠીક ઠીક કર્યો છે. બાલાશંકર ઉલ્લાસરામ કંથારિયાએ યુનિવર્સિટીનું શિક્ષણ લીધું નહોતું, છતા કુટુંબ પરંપરાને લીધે ફારસીના તે સારા અભ્યાસી હતા. હાફીઝનું ભાષાંતર કરવા પ્રેરાયા હતા અને ફારસીમાં લખાયેલાં ઇતિહાસનાં પુસ્તકોનું ભાષાંતર કરવા શરૂઆત કરી હતી, પરંતુ કાળવિપર્યય ઘણી ઘણી બાબતોને વિસ્મરણના ખાડામાં દાટી દે છે તેવું કંઈક બાલાશંકરની તે પ્રવૃત્તિ વિષે થઈ ગયું છે.

એક કાવ્ય એક જ છંદમાં લખવાનો સાધારણ રીતે રિવાજ હતો, તેમાં ફેરફાર કરી મણિશંકર રત્નજી ભટ્ટે એક જ કાવ્ય નિરનિરાળા છંદોમાં લખવાની શરૂઆત કરી. ભાવ અને અર્થને અનુકૂળ લાગે તેવા લયમાં, ઔચિત્ય અને માધુર્ય દાખલ કરી, વર્ણનને શોભાવે એવા નિરનિરાળા છંદને

સુઘટિત રીતે પસંદ કરી વાપરવાની કળા મણિશંકરે બહુ સફળતાથી કેળવી –કલાપીએ અને બીજાઓએ એ નવીનતા અપનાવી–અને પછી તો છંદોના સરવાળા બાદબાકી, ખંડીકરણ અને મિશ્રીકરણ, પ્રલંબન અને સંકોચ વગેરે જુદી જુદી રીતે નવા નવા પ્રયોગો થવા લાગ્યા; છંદનું છંદત્વ પણ ઉડાવી દઇ 'ડોલન શૈલી' જેવું લખાણ–જેને વાજબી રીતે જ અપદ્યાગદ્ય એવું નામ આપવામાં આવ્યું છે તે–જન્મ પામ્યું. 'ડોલન શૈલી' માં કોઈ જાતનું નિયમન કે માપ ન હોવાથી તેને પદ્ય કહેવાય જ નહિં એટલે અપદ્ય ગદ્યનાં સર્વ સ્વીકૃત બંધારણને તોડી ફોડી સ્વચ્છંદે વર્તનાર હોવાથી અગદ્ય, આ સંગ્રહમાં કાવ્ય ૩૦ 'શ્રાવણી અમાસ,' તથા તેના અનુકરણ રૂપે લખાયેલ કાવ્ય નં. ૮૭ 'પ્રેમવિકાસ' એ બે 'ડોલન'ના નમૂના તરીકે રજુ કરાયાં છે.

અંગ્રેજી બ્લૅંક વર્સ જેવી રચનાની શોધખોળ કરવા નીકળી પડેલા આપણા પંડિતો હજી સુધી તો તે પ્રયત્નમાં જરાય ફાવ્યા નથી. ગુજરાતી ભાષાનું સ્વરૂપ, તે બોલવાની પદ્ધતિ, શબ્દભાર અને સ્વરભારની ઘટના, ભાષાના સમગ્ર બંધારણનો મૂળ ઉઠાવ વગેરે અંગ્રેજી ભાષાથી તદ્દન જ નિરાળી પ્રતિનાં હોઇ વિદેશી છંદરચના કોઇ પણ પ્રકારે ઘટાવી શકાય એવું લાગતું જ નથી. કળાવૈદગ્ધ્ય અને બુદ્ધિવૈભવ કાંઇ રસ્તો સૂઝાડે તો જૂદી વાત.

ન્હાનાલાલ પોતે 'ડોલનશૈલી' માં સારી કૃતિ સરજી શકે છે. બીજો કોઈ લેખક સંતોષકારક અનુકરણ કરી શક્યો નથી. હવે તેના પ્રયત્નો પણ બંધ પડયા છે.

વિષયવૈવિધ્ય, ભાષાપ્રકાર અને છંદરચના તો માત્ર સ્થૂલ સ્વરૂપ થયાં. ગુજરાતી કવિતા તે બધામાં નવીન અવતાર પામી એટલું જ નહિ, પણ પ્રતિભા, કલ્પના, તર્ક, તરંગ, વગેરે સૂક્ષ્મ ગુણો પણ નવીન અવતારે અને કળામય સ્વરૂપે વિશિષ્ટતા અને ઉચ્ચતા પામતા ગયા છે. નરસિંહ-રાવના કરતાં કાવ્યના સઘળા ગુણોમાં વિકાસ બતાવનારા અને કવિતામાં કળામય વિધાનના સ્વરૂપને સૂક્ષ્મત્વ આપનારા મણિશંકર રત્નજી ભટ્ટે

ચમત્કૃતિ ભરેલી સંકલના, માધુર્યના અખૂટ ભંડાર ભરેલું વર્ણન, હૃદયને ભાવાર્દ્ર બનાવી કંપોત્કંપથી હલમલાવી નાખે તેવું ભાષાસૌંદર્ય અને રચનાવૈદગ્ધ્યની મોહક કુશળતાના ગુણોથી કવિતાને ખૂબ શૃંગારવતી બનાવી; બળવંતરાય ઠાકોરે પાંડિત્ય અને અર્થગૌરવ, સંક્ષિપ્તતા અને સચોટતા, વિચારની ઉચ્ચતા અને શબ્દપ્રયોગોની ઉચિતતા એવું એવું દાખલ કરવા પ્રયત્નો કર્યા છે. પૃથ્વી છંદની શક્તિનું માપ કાઢવા, અર્થ નિષ્પત્તિ નિર્દોષ બનાવવા, કવિતાને અર્થગંભીર અને વિદ્વત્તાપૂર્ણ બનાવવા ખૂબ શ્રમ સેવ્યા કર્યો છે. આ બધા પ્રયત્નોથી નવીન અવતાર પામેલી ગુજરાતી કવિતા સૌંદર્ય અને કળા મેળવી વધારે ને વધારે સુશોભિત બનતી ગઈ છે.

આ બે મિત્રોના પ્રયત્નોને જાણે એકદમ જ મનગમતાં ફળ આવ્યાં હોય તેમ કવિતામાં કલાપીનાં કાવ્યો હળવે હળવે લખાતાં ગયાં-'કેકારવ' એવા નામથી તેનાં કાવ્યોનો સંગ્રહ છપાયો ત્યારે તો તેનો લેખક સાત આઠ વર્ષના લેખનકાર્યને સમેટી પરલોકવાસી થઈ ગયો હતો–લેખક ગયો પણ તેનાં કાવ્યોએ ગુજરાતને કવિતા વાંચતું બનાવી દીધું હતું. સ્વજીવનના સ્વાનુભવોથી કલાપીનું હૃદય સુખી, દુ:ખી, ક્રોધમય, વિષાદમય, અત્યંત ઉગ્ર અને અત્યંત કોમળ એવા ઇન્દ્રિય રાગથી એટલું બધું આર્દ્ર અને આત્મલક્ષી બની રહ્યું હતું કે તેની કવિતામાં દિલની ખરી લાગણી ખૂબ જોરથી અને તીક્ષ્ણતાથી વહ્યા કરી છે–ભાવોદ્રેકનાં શબ્દમય ચિત્રો એવી કોમળતાથી અને તદ્રૂપતાથી રજુ થયાં છે કે વાચકના હૃદયને સમભાવથી એકદમ જ રંગી દે છે. પ્રેમવૈફલ્ય, અને જીવનવૈફલ્યથી વિવશ થયેલા હૃદયમાં પ્રેમના કેવા ઊંચા વિચારો હતા, જીવનમાં ડગલે ને પગલે મળતા કડવા અને ક્રૂરતાભર્યા અનુભવોથી કલાપીના હૃદયે કેવા આઘાતો અનુભવ્યા હતા અને એ બધાં દુ:ખમય અને કલેશપૂર્ણ પ્રસંગોએ પણ કલાપીનું હૃદય કેટલું નરમ, કેટલું પ્રેમમય, પરદુ:ખને સમજનારૂં અને દુશ્મન તરફ પણ માયાભર્યું રહી શક્યું હતું એ બતાવનારી કલાપીની કવિતા શિક્ષિતોમાં અને અલ્પ શિક્ષિતોમાં, વૃદ્ધો, પ્રૌઢો અને જુવાનોમાં, વિદ્યાર્થીઓમાં અને સામાન્ય વાચકવર્ગમાં ખૂબ પ્રિય બની રહી હતી.

લગભગ આજ સમયમાં ન્હાનાલાલનાં કેટલાંક કાવ્યોનો પહેલો ભાગ પ્રગટ થયો, અને કલાપીને વિસારે પાડે તેવા નવા કવિનાં, સામર્થ્ય ગુજરાતના જોવામાં આવ્યાં, 'વસન્તોત્સવ'ની ડોલનશૈલીથી, અને તેમાંના પ્રેમના નવા રૂપના પ્રસંગોના વર્ણનથી ન્હાનાલાલે શરૂઆતથી જ રસિક સમાજનું ધ્યાન તો ખેંચ્યું હતું. પણ તે કૃતિમાં બંડ એટલે સ્થાપિત ધોરણોની અવગણના– વિષયમાં અને કાવ્યની લેખન શૈલીમાં, દૃષ્ટિગોચર થવાને લીધે, લોકોમાં આશા સાથે આશ્ચર્ય ભળેલું હતું. કેટલાંક કાવ્યોનો બીજો ભાગ પ્રગટ થતાં તો ગુજરાતીનો વિકાસ ચોક્કસ અને સ્પષ્ટ રૂપે થવાની ગુજરાતને ખાતરી થઈ અને તેથી આવા શુભ વિકાસને આગળ વધારનાર નવા કવિ માટે પૂજા અને પ્રશંસા શરૂ થયાં.

દલપતશાઇ શૈલીમાં લખાયેલ કાવ્યરસિકાના લેખક ખબરદારના વિલાસિકા અને પ્રકાશિકા સંગ્રહો બહાર પડતાં ગુજરાતનું ધ્યાન એ નવા લેખક તરફ પણ બહુ સદ્‌ભાવથી અને પ્રશંસાપૂર્ણ વૃત્તિથી ખેંચાયું હતું.

ન્હાનાલાલ અને ખબરદાર, મણિશંકર રત્નજી ભટ્ટ અને બળવંતરાય, કલાપી અને નરસિંહરાવ એ બધાથી જૂદા પડતા પ્રકારની, દલપતશાઇ પ્રકારની કવિતા લખનારા પણ તે જમાનામાં હતા. તેઓ સામાન્ય વર્ગના સામાન્ય ક્ષેત્રમાં કવિતાનું લ્હાણું આપ્યે જતા હતા. તેના લેખકોમાંના એક કેશલલાલ હરિલાલની કૃતિઓ જૂનવાણી પદ્ધતિ અને પ્રકારની હોવા છતાં તેમાં કોઈ કોઈ વાર શુદ્ધ કવિત્વની આંછી આછી છાંટ દેખાઈ આવતી અને ઘણા ભાગે તો ઉપદેશાત્મક અને ભજનાત્મક હોવા છતાં કોઈ કોઈ 'અમે તો આજ તમારા બે દિનના મહેમાન' જેવી સર્વપ્રિય બની વિદ્વાનો અને રસિકોને કાવ્યાંશથી પ્રસન્નતા આપી શકતી. જુનવાણી વિચારોથી ભરેલું હૃદય, સુધારાને નામે અત્યાચાર અને અનાચાર ચાલી રહ્યો હતો તે માટે રોષભર્યો તિરસ્કાર, સંસારી જીવનને સફળ કરવા વિવિધ પ્રકારના ઉપદેશ અને પ્રભુભક્તિનાં ગાણાં; આવા આવા વિષયો પર લખાયેલી કેશવલાલની કવિતા આર્યધર્મપ્રકાશના હિતેચ્છુઓને સારી ગમી ગઈ હતી. તેવું લખાણ તત્કાલજીવી જ હોય–છતાં 'મન તું' ગમાર

થા માં' 'દીનાનાથ દયાળ નટવર હાથ મારો મૂકશો માં' 'હાય હાય રે હિન્દુ-પણું જાય હાલ્યું' 'પંખીનો મેળાંના જેવાં કોઇ કોઈ કાવ્યો લાંબું આયુષ્ય ભોગવે એવાં ખરાં.

નવીન રૂપરંગને ખીલવનારા, સાહિત્યગૌરવ ધરાવનારા, કવિતાના નવા અવતારને મૂર્તસ્વરૂપ આપનારા ઉપર નિર્દેશેલા કવિઓએ આપણા નવા જીવનને બહલાવ્યું. નરસિંહરાવે જે નવી કવિતાને જન્મ આપ્યો તેને મણિશંકરે રચના ચમત્કૃતિ, છંદવૈવિધ્ય, શબ્દપ્રસાદ, કળાવિધાન વગેરે શૃંગાર આપ્યા, 'કલાપીએ ભાવના માધુર્ય, લાગણીના પ્રવાહો, અને આત્મલક્ષીત્વનો પરિચય એ ગુણો સમર્પ્યા; ન્હાનાલાલ અને ખબરદારે એ નવીન અવતારને પૂર્ણતાએ પહોંચાડી કલ્પનાસૌંદર્ય, અલંકારનાવીન્ય, છંદબંધન શિથિલ કરી નવા રૂપની છંદઘટના અને ગીતમાધુર્ય એ ગુણો ઉમેર્યા. ખબરદારમાંસૌંદર્યને પારખી કાઢી તેને અપનાવવાની શક્તિ ઊંચી પ્રતિની હોવાથી, વર્ણનોમાં નવીન રસ ઉપજાવી લોકપ્રિયતા મેળવવામાં તે સારા સદ્ભાગી બન્યા. એકની એક વાત જૂદા જૂદા શબ્દોમાં જૂદે જૂદે રૂપે સરળ અને કર્ણપ્રિય લેખચ્છટાથી કહેવાની તેમનામાં સારી કુશળતા છે એટલે તેમનાં કાવ્યો પ્રથમ વાંચને જ પ્રિય થઈ જાય છે. સંદેશિકા. કલ્યાણિકા, રાસચંદ્રિકા વગેરે કાવ્યસંગ્રહો સારો પ્રચાર પામ્યા છે.

ન્હાનાલાલની સર્જનશક્તિ પૂરજોશમાં વહ્યા કરે છે. 'વસન્તોત્સવ'થી પ્રેમપ્રસંગના પૂજારી તરીકે ઓળખાઈ ગયેલ તે કવિ કેટલાંક કાવ્યોના બે ભાગ પ્રગટ થતાં તો સંસારી પ્રેમના તત્ત્વદૃષ્ટા તરીકે માનવંત ગણાવા લાગ્યા, ઇન્દુકુમાર, જયાજયન્તથી તો પ્રેમના પયગમ્બર તરીકે પૂજાવા લાગ્યા. લગ્નપ્રેમ અને પ્રેમલગ્નનાં રહસ્યો કવિત્વભરી રીતે ચર્ચી ન્હાનાલાલે દામ્પત્યપ્રેમનાં ઊંચાં મૂલ્ય સમજાવ્યાં છે, સંસારી પ્રેમને પવિત્રતાને શિખરે ચડાવ્યો છે. પ્રેમ કાવ્યોને પુનિત કાવ્યો, પુણ્યવંતાં કાવ્યોની ઊંચી કક્ષાએ પહોંચાડયાં છે. કાવ્ય, જીવન અને વ્યવહાર એક બીજાને પાવનકારી હોવાં જોઇએ, જીવનના ધ્યેયોમાં એકાન્ત વિશુદ્ધિ અને સંસ્કારસમૃદ્ધિ

છલોછલ સમાયેલાં જ હોવાં જોઇએ. એવા સિદ્ધાન્તો સમજાવી, મનુષ્ય જીવન ઉન્નત, પવિત્ર, સંતુષ્ટ અને સત્ત્વભર્યું કેમ થાય એ બતાવી ન્હાનાલાલે જીવનમાં આનંદની અમૃત વર્ષા વરસાવ્યા કરી છે.

ન્હાનાલાલની આ સેવાના પડઘા પાડનારા, દામ્પત્યપ્રેમ અને કુટુંબ પ્રેમને ઊંચા સુખરૂપ માનનારા બોટાદકર અને લલિત જેવા લેખકોએ ગૃહજીવનની સુંદરતામાં રહેલા સ્વર્ગીય સુખનાં ગાણાં છંદ, ગરબી અને રાસદ્વારા આજીવન ગાયા કર્યાં છે. બોટાદકર અંગ્રેજી ભાષાથી તદ્દન અજાણ્યા હતા, છતાં નવા વાતાવરણને ઝીલી, અપનાવી, નવીન રૂપે શોભાવી શક્યા હતા. સંસ્કૃતના સારા પંડિત હતા એટલે સંસ્કૃત શબ્દોનો કોઈ કોઈ વાર વધારે પડતો ઉપયોગ કરી બેસતા, પરંતુ વિષય અને ભાવને સરળ અને સહેલી રીતે સુવ્યક્ત કરવામાં હથોટી સારી હોવાને લીધે તેનું સંસ્કૃતપ્રાચુર્ય ખૂંચે તેવું નથી. કલ્લોલિની, સ્રોતસ્વિની, નિર્ઝરિણી, રાસતરંગિણી, શૈવલિની એ પાંચે સંગ્રહો સુવાચ્ય અને સુયોગ્ય હોવા સાથે જીવનાનંદ અને કાવ્યાનંદનું સારું લ્હાણું કરનારા છે.

બીજા લેખક લલિતનું જીવન શરૂઆતમાં જ પત્નીવિરહથી રૂદનમય બનેલું હતું. બીજી પણ કેટલીક પ્રતિકૂળતાઓને લીધે, જીંદગીથી કંટાળી 'ક્યાં છે સજા' જેવા શોકભર પ્રશ્નો પૂછતું તેનું કુમળું અને ભોળું હૃદય હળવે હળવે નવા અનુભવો મેળવતું ગયું; દેશહિત સમાજહિત, લોકસેવા અને પ્રભુસેવા તરફ વહેતું વહેતું સ્વજનના સ્નેહ અને સ્મિતભરી સહચરીના સહવાસનો આનંદ ગીતો રૂપે લલકારતાં લલકારતાં નારીપૂજામાં ઈતિ કર્તવ્યતા માની બેઠું.

ગુજરાતી કવિતાને નવો અવતાર મળ્યો તેની શરૂઆત ૧૮૭૫–૮૫ ના અરસામાં થયેલી ગણીએ તો તે અવતારને સંપૂર્ણતાએ પહોંચતાં પચ્ચીશેક વર્ષ લાગ્યાં એમ કહેવાય. ક્રમે ક્રમે થતો વિકાસ ૧૯૦૯–૧૦ કે ૧૯૧૫–૧૭ સુધી એકધારો પ્રગતિ કરતો કરતો તે સમયમાં ઊંચામાં ઊંચી કોટિએ પહોંચ્યો.

નરસિંહરાવ, બળવંતરાય, ન્હાનાલાલ ખબરદાર, લલિત એ લેખકોનો લેખપ્રવાહ સારો ચાલુ રહ્યો છે. તે બધાનાં લખાણ હજી ગઈ કાલ સુધી તાજાં ને તાજાં લાગે તેવાં હતાં. ન્હાનાલાલ, બલવંતરાય, ખબરદાર, લલિતના કાવ્યપ્રવાહ હજી સુકાયા કે બંધ પડયા નથી. છતાં સમગ્ર દર્શન કરતાં એમ કહેવું પ્રાપ્ત થાય છે કે ૧૯૧૫–૧૭ ના અરસામાં તે સર્વની કાવ્યકળા પૂર્ણ કળાએ પહોંચી ગઈ હતી–કાવ્યમાધુર્યનો જમાનો પૂરો થયો હતો.

અંગ્રેજી અમલ શરૂ થયો ત્યારથી આપણા જીવનમાં અમુક જાતનાં સુખશાંતિ, સર્વને સમાન ગણવાનો ભાવ, સંતોષભર્યું વાતાવરણ, અને જે છે તે સારૂં છે, જગત સુખી છે, અંગ્રેજ સરકારનો અમલ શાંતિદાતા, જ નહિં પણ શુભકારક અને પ્રભુપ્રેષિત આશીર્વાદ રૂપ છે, ચિંતા–કશા પ્રકારની ચિંતા માટે કારણ નથી. પ્રભુ દયાળુ છે, સરકાર સમર્થ અને ન્યાયી છે. જો કોઈ દુ:ખી કે ગરીબ હોય તો તે માટે તેનાં પોતાનાં ભાગ્ય જવાબદાર છે. તે તેવાં રહેવા માટે જ સરજાયાં છે. આવા આવા સુખવાદી અને શાંતિકારક ખ્યાલો દેશ સમસ્તમા અને તેથી ગુજરાતમાં પણ વ્યાપી રહ્યા હતા. સાહિત્ય પણ તે જાતના જ પડઘા પાડી રહ્યું હતું. આનંદ, સંતોષ, સૌંદર્યપિછાન, કળાપ્રેમ, વગેરેની સમજ અને પ્રાપ્તિ જીવનમાં વધારવા અને જીવનને વિશુદ્ધ, ઉચ્ચ, પવિત્ર, પરોપકારી બનાવવા સરકાર, પ્રજા, વિદ્વાનો, વિચારકો, પંડિત, સમાજ-સેવકો બધા આશા અને ઉત્સાહથી સ્વધર્મ બજાવી રહ્યા હતા. કવિઓ અને સાહિત્યસેવકો પણ એવા જ વિચારમાં મશગુલ હતા.

પરંતુ વિશ્વચક્ર ફરતું જ હોવાને લીધે. આ સ્થિતિ અચલ કે અફર તો રહી શકે નહિ. તેમાં ફેરફાર થવા માંડયા હોય તે મિથ્યા થાય એવું હતુ નહિ. ૧૯૦૮ માં દક્ષિણ આફ્રિકામાં નવીન પ્રકારનો સત્યાગ્રહસંગ્રામ મંડાયો. ગાંધીજી તેના સંચાલક હતા. ગુજરાતીઓ તેમાં સહાયક હતા. ગાંધીજી ૧૯૧૬ :માં ગુજરાતમાં આવ્યાં; ૧૯૧૪–૧૮ નું યુરોપીયન વિશ્વયુદ્ધ થયું. તેમાં હિન્દે યથાશકિત સહકાર આપેલો, છતાં વિજયી સરકારને કાળા

કાયદાની જરૂર લાગી; જલિયાંવાલા બાગની હોનારત થઈ; આવા આવા સંજોગોને લીધે દેશભરમાં સર્વવ્યાપી શાંતિને ધક્કો લાગ્યો.

અંગ્રેજી અમલ શરૂ થયો ત્યારપછી શાંતિ અને સુખના અનુભવથી આપણા જીવનમાં જે પલટો થયો હતો તેવા જ પ્રકારનો, પણ મનને અધીરાં અને આકળાં, ચિંતાગ્રહી અને શંકાગ્રહી બનાવે તેવો બીજો પલટો દેશે અનુભવ્યો. લોકોના મનમાં ઉદ્વેગે જન્મ લીધો, સંતોષને બદલે ક્લેશ, શાંતિને બદલે ચિંતા, અને આનંદને બદલે શંકા પ્રજામાં પ્રસરવા લાગ્યાં; ને થાય છે તે બધું કાંઈ ઠીક થતું નથી. પ્રભુ દયાળુ હોય તો આવાં દુઃખો શા માટે, સરકાર માયાળુ અને ન્યાયી હોય તો કાળા કાયદા શા માટે, એવા એવા, પ્રશ્નો હિંદના માનસમાં ઊઠવા લાગ્યા. વખત અને વિચારના વહેવા સાથે, ગાંધીજીના નવજીવનદ્વારા દેશમાં સત્વજ્ઞાન અને મનોબળના વિકાસને પરિણામે સમગ્ર દેશમાં શંકા અને વિચારની વિચીપરંપરા શરૂ થઈ—સાગરની વિચીપરંપરાની પેઠે અનવરત અને એકસરખી, કોઈવાર ઉગ્રતાથી, કોઈવાર મધુર મીઠા ગાનથી, પણ એક સરખા અને અનવરત ભરતીઓટથી હિન્દી માનસને હચમચાવી રહી.

આ જીવનપલટાની અસર સાહિત્ય પર પણ થયા વગર રહે નહિ. સુખવાદી શાંતિકારી વાતાવરણમાંના લેખકોમાંથી જેની પ્રવૃત્તિ ચાલુ હતી તે તો હજી પોતપોતાના સુખમય સાહિત્ય વાતાવરણથી પરિવૃત્ત જ હતા. નરસિંહરાવે સ્મરણસંહિતા; નૂપુરઝંકાર અને બુદ્ધિચરિત પ્રગટ કર્યાં હતાં; બલવંતરાય ભણકારની ધારાઓમાં સુધારા વધારા કર્યા કરતા હતા, ખબરદાર ભારતનો ટંકાર, દર્શનિકા, કલ્યાણિકા, રાષ્ટ્રિકા વગેરે લખી રહ્યા હતા, ન્હાનાલાલ વિશ્વગીતા, મહાભારતના કાંડો વગેરેથી સાહિત્યને સમૃદ્ધ કરવામાં કટિબદ્ધ રહ્યા હતા, છતાં નવજુવાનોનાં માનસ અને નવી પ્રજાની વૃત્તિ મહાન પલટો અનુભવી રહ્યાં હતાં, ઉમાશંકર જોષી કૃત વિશ્વશાંતિ, સુન્દરમ કૃત કોયાભગતની કડવી વાણી, બેટાઇનું શસ્ત્રસંન્યાસ કાવ્ય, મેઘાણીનાં પ્રસંગે પ્રસંગે લખાતાં ઉત્સાહ અને ચિંતન જગાડનારાં કાવ્યો વગેરે લખાણો જીવનપલટાની દિશા બતાવનારી ધજાપતાકાઓ છે. વચમાં

પ્રલાકાવ્યો અને ત્રિભુવન ગૌરીશંકર વ્યાસની નવી રીતની વર્ણન શૈલી ક્ષણિક ચમકારો બતાવી ગયાં, પણ એકંદરે સૂક્ષ્માવલોકન કરનારને સ્વીકારવું પડે છે કે ગુજરાતી કવિતાને મળેલા નવા અવતારનું સ્વરૂપ કાંઈક અન્ય પ્રતિનું થવા લાગ્યું છે. ફૂલદોલ અને જ્યોતિરેખા જેવાં કોઈક કોઈક જૂના સંસ્કારી હોવા છતાં, નવા વાતાવરણનાં જ છોરુ છે. કાવ્યમંગલા ગંગોત્રી, અર્ઘ્ય, યુગવંદના, વગેરે તો નવા સ્વરૂપની ચોક્કસ અને અચૂક આગાહી આપી રહ્યા છે.

આ જુવાન લેખકોથી પણ ઓછી ઉંમરના કેટલાક ઉછરતા લેખકો કવિતાને નવીનતર રૂપ આપવા બહાર પડી ચૂક્યા છે. રમણિક અરાળવાળા, પતીલ, પારાશર્ય, ગોવિંદ પટેલ, પ્રહ્લાદ પાઠક, પ્રહ્લાદ પારેખ વગેરે અનેક નામો ગણાવી શકાય–પરંતુ આ નવીનતર સ્વરૂપ અને આ વિચારપલટો કેવાં રૂપરંગ મેળવશે અને કેળવશે એ વિષે અત્યારે તો કાંઈ જ કહી શકાય નહિ.

'કાવ્યમાધુર્ય'નું ૧૯૦૯ માં જે સ્વરૂપ હતું તે જ કાયમનું ટકાવી રાખ્યું છે. આવૃત્તિએ આવૃત્તિએ સુધારાવધારા કરવાને બદલે, તે સંગ્રહને તેના તે જ સ્વરૂપમાં રહેવા દેવા નિર્ણય કર્યો છે. તે સંગ્રહના પ્રથમ પ્રકાશન વખતે ઇ. સ. ૧૯૦૩ માં લેખકોના કાવ્યસંગ્રહો ગ્રંથસ્વરૂપે ઘણા થોડા પ્રગટ થયા હતા. હળવે હળવે સંગ્રહો છપાતા ગયા–છતાં કાવ્યમાધુર્યના સ્વરૂપમાં ફેરફાર કરવાનાં કશાં જ કારણો લાગ્યાં નહિ એટલે તે સંગ્રહ તેના તે સ્વરૂપમાં જ રહેવા દીધો છે. ૧૯૦૯ થી ૧૯૪૪ સુધીમાં રચાયેલી કાવ્યસૃષ્ટિમાંથી પસંદગી કરી 'કાવ્યસૌંદર્ય' એવે નામે એક સંગ્રહ તૈયાર કરવા વિચાર તો થયો છે. અમલમાં મૂકવાનું તો ભવિષ્યના હાથમાં છે.

ગુજરાતી કવિતાનો વધતો જતો અભ્યાસ અને વધતો જતો વિકાસ વિરાટ પગલે વધ્યા કરો એ જ છેવટની પ્રાર્થના છે.

પ્રભુકૃપા—લક્ષ્મીનગર
ખાર, મુંબઈ
સંવત્ ૨૦૦૦ વૈશાખ સુદ ૬
તા. ૨૮–૪–૧૯૪૪

હિ. ગ. અંજારિયા

# અનુક્રમ



# પહેલી  લીટી પ્રમાણે કાવ્યાનુક્રમ

★

## લેખકાનુસાર સૂચિ

( નંબર કાવ્યનો છે. )

## લેખકાનુસાર સૂચિ

( નંબર કાવ્યનો છે. )

## લેખકાનુસાર સૂચિ

( નંબર કાવ્યનો છે. )

# કાવ્યમાધુર્ય

## ૧

### મંગલાચરણ

સુન્દર શિવ મંગલગુણ ગાઉં ઇશ્વરા,
વિભુવર ભવભયહારક, નમું મહેશ્વરા—સુન્દર૦

મધુર કુસુમ વિશે રમે ગંધ સુન્દરા,
કૌમુદી મુદપ્રદા, ઉષા મનોહરા,
મૃદુલકંઠકોકિલરવ શ્રવણસુખકરા;—
સહુમાં વસતી હસતી પ્રતિફલિતા–શી લલિતા–સુન્દરતા—
તુજ જગદ્ધરા...સુન્દર૦

વિપ્રલંભી વિષયમોહની મધુસ્વરા,
દિવ્યધામપંથ જતાં આવી વિષધરા,
વિપથ દોરવા મથે, અહો દયાકરા !
ક્ષણ તે, હૃદયે, બળ દે, કર ધરી આ–પરિહરવા–મધુરરવા—
મોહનીસુરા...સુન્દર૦

વિમલ સાધુ હૃદય વિશે વિપદજલધરા,
વ્યાપી દમે સત્ય દૃષ્ટિ ઘનતિમિરકરા,
તે સમે વિશુદ્ધ પ્રેરી જ્ઞાનરવિકરા,
કરુણા ધરીને, ફરીને, હરી તમને, સદય મને, મનગગને,
શાંતિ દે સ્થિરા...સુન્દર૦

નરસિંહરાવ–હૃદયવીણા

## ૨

### અવતરણ

રમતાં ભમતાં કદી. દિવ્ય વને, ફુલડાં જડિયાં રૂડલાં મુજને,
બહુ વેળ રહ્યાં પડી મુજ કને, ગુંથી આજ દઉં રસિકો ! તમને.

*    *    *    *

મૃદુ ગંધ મનોહર કોઈ વિશે, વળી ઉત્કટ ગંધ બીજે વિલસે;
વળી કો મહિં ગંધ ગભીર સુવે, ગણિયા નહિ જાય અહિં સહુએ.
વળ્ રંગ અનેક, ઝીણા, કુમળા, વળી દીપ્ત, ગભીર અને વિમળા,
રમતા વિવિધે ફુલડે સઘળા, મળી નેન દિયે સુખ તે રસિલા.

*    *    *    *

સહુ રંગ ભળે અનુકૂળ રીતે, વળી ગન્ધાવરોધ કહિં ન પીડે,
ત્યમ એ કુસુમોતણી આજ દિને, ગુંથી માળ દઉં રસિકો! તમને.

નરસિંહરાવ—કુસુમમાળા

## ૩

## ઓ હૃદયરવ રેલાવનારા કવિવરો! ગાયકગણો!

( હરિગીત )

ઓ હૃદયરવ રેલાવનારા કવિવરો! ગાયકગણો!
સુર જીવનમાં ઊતારજો તમ વેણુ ને વીણાતણો;
'કુદરત—કલા' પ્રિય કોકિલા તમ આત્મમન્દિર પાળજો.
દ્રવી દિવ્ય કૂજન, અમીરસે અમ અંતરો અજવાળજો. ૧

મનુજન્તુડાં બંદી પડ્યાં, અંધાર—કારાગાર આ,
સંસારપંક અપાર, કેવલ ક્લેશવિષયાગારમાં;
પ્રકટો હૃદયરશ્મિ તમે, વિકસો વિમલ ઉદ્યોત ત્યાં,
હણી બેડી બન્ધનતણી, જીવન વિલસાવજો આનંદમાં. ૨

ઓ મર્ત્યભૂમિના ફિરસ્તા! દુઃખદાવાનળ બધે,
દુનિયાં મહિં ચોતરફથી ભડભડ દહન્ત દીસે, અરે!
વિષવહ્નિ બાળે, ઉડ્ડયન અમ વ્યોમ ખાળે, ઉદ્ધરો,
અમ જીવિત; વાંસલડી વિરલ તમ વાદ્ય વિશ્વ સુધા ભરો. ૩

'હિરવાંસળીના સુર ઊંડા સૃષ્ટિસિન્ધુ ઉલ્લંઘતા,
અવકાશ–અવનિ અમલ મંજુલતાભર્યા કરી મ્હાલતા,
રવિકિરણતન્તુના ગુંથી તંબૂર ગંભીર ગાજતા,
અથવા વહન્તા ઇન્દુમંદિર મન્દ સુન્દરતા ભર્યા. ૪

આકાશની રૂપેરી આન્તર કુંજકુંજે કૂજતા,
કંઇ દેતદૂતો–ધૂમકેતુ જ્યોતિ ઝળઝળ ઝૂઝતા;
પુરી માર્ગ મણિમય મોતીડાંથી દૂર દ્યુતિ વિસ્તારતા,
તે સહ સુનન્દન મન તરંગ સરન્ત રસપૂરે ભર્યા: ૫

સજી રંગબેરંગી વસન આહ્‌લાદ–મદભર માનિની,
આલાપ અદ્‌ભુત ઝમતી સુખકર વાદળી ગજગામિની;
ક્ષણ, તિમિરપટ નભ ઇન્દિરા સંકેલી સ્મિતમય સુંદરા,
ઘન ગગન ગર્જનમાં ઝણુકતી ભવ્ય ગાન પ્રભાભર્યા: ૬

ગ્રહ–તારલા કંઈ ગીત મીઠલડાં સુરસ મ્હસ રેલતા,
નભગંગ ઉજ્જ્વલ રંગ, સંગીત નન્દ ધ્વનિ જ્યાં ખેલતા;
ગિરિ, સર, સરિતા, નિર્ઝરો, સ્વર અવનવીન ઝંકારતા,
વનવલ્લરી તરુપલ્લવો, રવ સિંચતાં પ્રીતિભર્યા: ૭

કુસુમગન્ધ અમન્દ મંજુલ કુંજકંદર ખોળતા
અનુપમ વિહંગમ હૃદય–'સારીગમ' રસે જગ રોળતા:
સૌરભવિલીન અનિલ નીલ સમુદ્રઊર્મિ સ્ફુરાવતા,
સજી લલિત, મધુરી શીત લહરી શાન્ત સુખસારે ભર્યા: ૮

નટવ્યોમ, ઇન્દ્રધનુ સુરમ્ય રચન્ત, સૂર મધુઝરા;
કુદરતતણા તે શું ઝીણા ભરી, મદમાણા કર લે વીણા;
નાચંતી પૃથ્વી નાયિકા, રજની પુરન્તી તાલ ને
સન્ધ્યા–ઉષા મળી, વિશ્વમંડળ વાદ્યરવ રેલી રહે: ૯

કોકિલસુકૂજનની સુરા, બુલ્બુલની વાણીતણી સુધા,
સારંગી તંબુર ને મૃદંગી અંગ સંગીતનાં બધાં;
દિવ્યાંગનાના કંઠ કોમળ, નિર્મળાં ગાયન કવે,
એ નિત પ્રણયમય તવ જીવનમાં કાવ્યરસગીતા દ્રવે. ૧૦

થતી મધુર કવિવર મયુર ! ગાયક ચાતકો ! રસવૃષ્ટિ એ,
તમકાજ માત્ર ! પિપાસિતા તમ સાથ આખી સૃષ્ટિ છે;
ખુલ્લાં મૂકી દો મન સદન છો સતત અતિ ઝરણાં ઝરે,
અમ તૃષાપીડયાં હૃદયહરણાં સ્નાનપાન ત્યહાં કરે. ૧૧

ઉછળન્ત ઉંચા તાર ચિત્તસતારમાં ઊંડા શમે;
ચિન્તા અનન્ત, તિમિર, નિરંતર શોક જે અંતર દમે;
પળવાર તમ સ્વરલીન, હૃદતલ્લીન તમમય થઈ અમે,
આશા નિરાશા, દુઃખ સુખ, વિજય પરાજય ભૂલિયે. ૧૨

મંજુલ ઝીલન્તી મંજીરા પ્રીતિ ભક્તિપદતાનો મીઠાં,
ત્યાં મૂર્તિમય મનુહૃદય મોહિની તમથી સર્વ થતાં દીઠાં,
વંજુલ વહન્તી વેણું, મોરલી રવ લવન્તી નવનવાં,
કહો ક્યાંથી, પશુ-ખગ-પ્રાણી ત્હેમાં વશ કરન્ત સુરો પૂર્યાં ? ૧૩

વીણા વિધુરી, પ્રણયપુરી, રસભરી વાગંત જ્યાં,
તમ હૃદય કેરી, કંઇ અનેરી લહરીઓ જાગંત જ્યાં.
રસબસ થયેલી સુરવ-હેલીમાં જગત તરતું રહે,
લીલી જીવનવેલી, જગપિતાતરુને વીંટેલી ઊંચે ચ્હડે. ૧૪

ગતિમાન ગાનવિમાન તમ ઊંચાં ઊડે ગગનાંગણે,
કવિતાની કમનીય, કનકમય પ્રભ પાંખપર પ્રભુબારણે;
રસ પ્રેમ-કોકિલ બુલ્બુલો સ્વર્ગીય સંગીત જ્યાં ભણે,
અમ આત્મપંખી ત્યાં વહાવો, પથ ચ્હડાવો તમતણે. ૧૫

૪

## સ્વર્ગીય ગાન

( હરિગીત )

હે પુત્રી કુદરતની ! ભલી માતા અહો આનંદની !
હે દિવ્ય નારી દોરનારી સકળ સૃષ્ટિવૃંદની !
હે વિમળ મધુરા પ્રેમકેરી હેમ સંયોગીકડી !
હે ગાન ! ત્હારી સાનની રે કોણને ખુટ્ટી જડી ? ૧

પ્રભુતા ખરી તું ઈશની ! ત્હારૂં રહસ્ય અગમ્ય છે !
તુજ ભવ્યતા બ્રહ્માંડમાં પૂરી પ્રતાપી રમ્ય છે !
આજ્ઞા ન કોઇ તુજ ઉથાપે, તેજ એવું દૃષ્ટિમાં;
તુજ આંગળી પર નાચતું રમતું દિસે સૌ સૃષ્ટિમાં ! ૨

આ ઉભય રવિ ને ચંદ્ર તો થઈ લીન ત્હારી લેહમાં !
આકાશમાં ઘુમતા ફરે છે નિત્ય નિર્મળ નેહમાં !
તુજ મોહદંડ અદૃશ્ય રહી તેં મારિયો એવો અરે,
અગણિત વર્ષ થયાં હજી ફરતા નહિ અટકે ખરે ! ૩

વળી આ અસંખ્ય જ તારલા ને ગ્રહ દીપે નભમાં ફરી,
તે એકતાન બની રમે તુજ ધ્વનિ વિશે લગની ધરી !
નહિ કો ચળે તુજથી, સુણે રજની બધી સૌ ચકચકી,
ને તુજ હાલરડાં થકી દિવસે રીઝી સૂએ નકી ! ૪

રજની વિશે સૌ તારલા એ દેખતાં એકાંતમાં,
તુજ શકિત કળવા ઉસ્તરંગો જાય છે નભ પ્રાંતમાં !–
તુજ કાવ્યપોથીનું હશે શું પાન આ ઉઘાડિયું,
જેમાં પવિત્ર જ ઝલકતું ધ્વનિ ચિત્ર આ તુજ પાડિયું ? ૫

કે તુજ મુખેથી કે મધુર ધ્વનિ–બુંદ ઝરતાં ઝડપીને,
તેજસ્વી આ નભમાં જડયાં શું કામદેવે તલપીને ?–

એવા તરંગો આવી આ મુજ હૃદયને ઉછળાવતા,
હે ગાન ! તોપણ મર્મ તુજ ઉકેલવા નહિ ફાવતા ! ૬

તેં કૈંક કવિવર જગતમાં ઉપજાવી ઉછેર્યા અરે,
ને તેમના ઉરસ્વર્ગમાં સ્વરધાર તુજ રેડી ખરે;
એ ધારના ઉભરા થકી ઉદ્ગાર ફૂટી નીકળ્યા,
જે જગતને તુજ મોહમાં ઘસડી પૂઠે પંથે પળ્યા: ૭

એ સર્વ કવિ, રવિને લજાવે નવલ દિન રચી એહવા,
હે ગાન ! ઘસડાઈ ગયા તુજ તાણમાં ભવના ભવો !
નહિ પાર પામ્યા કોઈ તુજ, કે પામશે નહિ કો કદી !
બલિહારી ત્હારી એવી ભારી, શું શકે જગ સૌ વદી ! ૮

આ જગતમાં દુઃખશોકની નદીઓ ભરાઈ ઉભાય છે,
તેના તરંગો આવી આ મુજ હૃદયતટ અથડાય છે;
તે વેળ તો હે ગાન ! તુજ ઊંડા ધ્વનિ મુજ કાનમાં,
ઉતરી ઉઠાવી તરંગ એ, ઉર રીઝવે તુજ તાનમાં ! ૯

છે તુજ અલૌકિક શકિત એવી ઠામઠામે વ્યાપતી !
તુજ સ્મરણવિદ્યુત્ માત્ર જનદુ:ખતિમિર તોડે કાપતી !
જન આત્મપર તુજ શીતળ છાયા છે સદા પથરાયલી,
તો દેહબંધ રહી શકે આ આત્મ તુજ આશે ભલી ! ૧૦

રે પારણામાં ઝૂલતું બાળ ન જગને જાણતું
હસવું ગુલાબી હોઠ પર દીસે અકારણ આણતું;
તે આત્મ તેનો મધુર ત્હારા સ્વર સુણીને રીઝતો,
કૈં આશા મધુરી ભાવિકેરી તુજ કૃપાથી સિંચતો ! ૧૧

હે ગાન ! તુજ ઝીણા સ્વરો જે આજ નહિ સુણિયે અમે,
તે કોઇ વધુ દીપતા દિને સુણીશું વધુ રસથી શમે;
તુજ ધ્વનિ જ અહિંથી માર્ગ અમને સ્વર્ગનો દેખાડશે,
ને ત્યાં સદાય અનંત નિજ રસરેલમાંહિ રમાડશે ! ૧૨

૭

આ સિન્ધુના ઘોંઘાટમાં કે પવનની મૃદુ ચાલમાં,
ઊંડા અનંતાકાશમાં કે પૃથ્વીમાં, પાતાળમાં—
જ્યાં જોઉં ત્યાં હે ગાન ! તુજ અસ્તિત્વ તો મુજને મળે,
સૌ જગત્‌ને તું રીઝવે તુજ સર્વવ્યાપકતા-બળે ! ૧૩

હે ગાન ! હું આ જગતમાં ભૂખ્યો છું તુજ આશિષનો,
તું તો અરે છે સત્ય શ્વાસ જ સર્વવ્યાપક ઈશનો !
તો તુજ વિના સૃષ્ટિકેરી કાય કેમ નીભી ’શકે !
નિશદિન મને તું કરે ઝુલતો દિવ્ય ત્હારે હીંચકે ! ૧૪

રે તારલા તુજ ધ્વનિ વિશે આ ધ્યાન નિજ પ્રોઈ રહ્યા,
ને એકતાન બની સહુ જ્યમ લીન આ તુજમાં થયા;
હા, ત્યમ નિમગ્ન રહી જ, હે સ્વર્ગીય ગાન ! તણાઉં હું,
તુજ મધુર ધ્વનિના સ્વપ્નમાં જગતથી સરી જાઉં હું ! ૧૫

આરે તું ગા ફરીથી એક જ વાર રૂડું, કેવી પ્રસન્ન ! તુજમાં રતિરૂપ ઊંડું;
આપી શતાંશ તુજ પ્રેમતણો પ્રભાવે, ગા તું ફરી, રહી જ ભક્તિ તુંમાં સ્વભાવે. ૫

ભીમરાવ

૬

## વિનશ્વરગાન

( જય જય ગરવી ગુજરાત : એ લય )

બન્ધુ હો ! ગાન સુણી તે સાંઝ, હૃદય મુજ દીન બન્યું સહસા જ;
મધુરતા-ઉદરે જનમ્યાં બાળ,—હર્ષ ને શોક, ઉભય—તે કાળ;
અને મુજ હૃદય કરી રણભૂમિ, બાળ એ સબળ રહ્યાં તહીં ધૂમી.—
"મૌન સનાતનમાં મધુર આ રવ થશે વિલીન !
ને શું ફરી નવ મ્હેં સુણવો ?" એમ વિચારે દીન.
બની હું સ્તબ્ધ રહ્યો ક્ષણવાર, ગાન સુણ્યું ઊંડું અવર તે ઠાર.. બન્ધુ હો !
વિરમતાં ગાન વિરમા સહુ જાય, મધુરતા એ નવ સાંચી રખાય;
મધુરતા અનુપમ કેરો સાર, વિનશ્વર કેમ કર્યો ? કરતાર !
કવિતપદ મુજ ટકશે કંઇ કાળ, ગાન તુજ શમશે શમતાં વારઃ
વિનશ્વર આત્મા, સ્થાયિ શરીરઃ—જોઈ અન્યાય થયો હું અધીર.
તરંગ એવા મન વિશે ઉછળી ઊપની આશ,—
ગાન મધુરતા રાખું સનાતન, પામે ન કદી વિનાશ,
વાસ કરી અનન્તતાને દ્વાર કવિત, સંગીત વસો ચિરકાળ...બન્ધુ હો !

નરસિંહરાવ–હૃદયવીણા

૭

## એક ચિત્ર

( લાવણી )

મધુર કંઇ મંદ મંદ રવ વાય, વીણા ઉર અંગુલિ નાચતી જાય;
નણી રસપૂર્ણ સુકોમલ ગાય, વિમલ પરિમલમય કુંજની છાંય : ૧

જીવનવન કલકોકિલ મલકાય, મૃદુલ અનુપમ 'સરિગમ' છલકાય;
સુખદ સુરગન્ધ સુગન્ધ સુહાય, ઉછળી લળી ઊર્મિ લલિત લહકાય: ૨
હૃદયમાં પ્રણયરવો રેલાય, મિઠલડાં સ્મરણઝરણ શું ન્હાય;
અનિલ અહિં ગાનવિલીન, ચન્દા ય, અમીદ્રવ; આત્મ સુરસભર છાય: ૩

સુમન્ત–તરંગાવલિ

૮

## સહસ્ત્રલિંગ તળાવના કાંઠા ઉપરથી પાટણ

(રોળાવૃત્ત)

અહિંયાં સહસ્ત્રલિંગ તળાવ વિશાળું હતું
અહિંયાં પાટણ જુનું અહિં આ લાંબું સૂતું.
અહિંયાં રાણીવાવતણાં આ હાડ પડેલાં,
મ્હોટા આ અહીં બુરજ મળ્યા માટીના ભેળા.

એમ દઈ દઈ નામ કરવી રહી વાતો હાવાં,
પાટણપુરી પુરાણ ! હાલ તુજ હાલ જ આવા !
ગુજરાતનો પૂત રહી ઊભો આ સ્થળમાં,
કોણ એહવો જેહ નયન ભીંજ્યાં નહિ જળમાં ?

જળ નિર્મળ લઈ વહે કુમારી સરિતા પેલી,
ન્હાસે, પાસે ધસે, લાડતી લાજે ઘેલી.
ઈશ્વર કરુણા ખરે, વહી આ નદીસ્વરૂપે,
સ્મિત કરી પ્રીતિભરે ભરે આલિંગન તુંપે.

તુંપે પાટણ ! દયા ધરંતી એ સૂચવતી,
ભલે કાળની ગતિ મનુજ કૃતિને ખૂઝવતી.
મુજ પ્રેમસરિતપૂર વહ્યું જાણે અણખૂટ્યું,
છો ધન વિભવ લૂંટાય, ઝરણ મુજ જાય ન લૂંટ્યું.

તોડી પર્વતશૃંગ મનુજ મદભરિયો મ્હાલે,
જાણે નિજ કૃતિ અમર, ગળે કાળ જ તે કાલે;

જ્યાં સિંધુ ઓઘ અટકી અટકી પવિત્ર સ્નાને કરે પુનિત ગાઈ મહા ચરિત્ર,
જ્યાં શત્રુનાં દળ પડ્યાં રગડાઇ રોષે, ને રોઇ મૈથિલસુતા પતિના વિયોગે. ૨૨
જ્યાં આર્ષછંદ કરી ઉન્નત આ પ્રજાને, ભારે વિકાર શમવે દઈ શુદ્ધિ પ્રાણે;
અત્યંત દુશ્ચર તપી તપ જ્યાં તપસ્વી, ટાળ્યું તમિસ્ત્ર, બહુ વીર થયા યશસ્વી. ૨૩
જ્યાંહાં મહામુનિ ધરી દૃઢ વૃત્તિ ધીરે, સત્વે કરી શમદમે થઈ સર્વ શિરે;
ધારી સમાધિ ચિત્તમાં નિજરૂપ સ્થાપી, વેદાન્તજ્ઞાન શિખવી દૃઢ ભક્તિ આપી. ૨૪
સંધાનનો સુકર, તીવ્ર પરાક્રમોથી, સંહારનાર સહુ દુર્ગુણનો જ તેથી;
પ્રેમાવતાર થઇ બંધુવિરોધ છાયો, જ્યાં વિષ્ણુરૂપ કહી કૃષ્ણ પુરાણ ગાયો. ૨૫
પિતૃવ્યઘાતભય ધારી અડી ઊભેલો, આણી વિરાગ, સહસા યુદ્ધમાં પડેલો,
સદ્ધર્મતત્ત્વ ખરૂં અર્જુનને જણાવી, ગાણ્ડીવઘોષકૃતિ કારમી જ્યાં કરાવી. ૨૬
જ્યાં પ્રેમનાં ભરતતાત શકુંતલાનાં, સૌભાગ્ય ખોઇ તપતી જનકાત્મજાનાં;
ગાઈ ઉદાર ચરિતો, પદ શારદાનાં, પૂજી થયા અમર બે કવિ મુખ્ય માન્યા. ૨૭
જ્યાં બિંદુમાં ગ્રહ ગણી રવિ નામ ધારી, કીધો સ્વકાયવશ સર્વ ખગોળ ભારી;
વિસ્તારિ તે ગણિતની સહુ દેશ લીલા, લીલાવતી વિરચિ સત્કૃતિમાં રસીલા. ૨૮
આકાશથી ઉતરી ગહ્વર ગુહ્ય ભેદી, ગાઢાં શિલા તરુયુથો બળમાંહી છેદી;
જેને તટે મુનિવરે ધર્યું ધ્યાન લોભે, ભાગીરથીસમ સરિત નહીં કોઈ શોભે. ૨૯
ને ક્યાં હિમાલય સમો પણ અદ્રિ એવો, ઊંચો શિલા હિમતણી ધરિ કોટ જેવો,
જેણે ઉતારી દળ દાનવ દીન કીધાં, આ દિવ્ય ભૂમિ ઉદરે જ શમાવી દીધાં. ૩૦

ભીમરાવ–પૃથુરાજ રાસા

## ૧૦

## ત્રિખંડ ત્રિવેણી

( લાવણી )

અહા ! શા પડ્યા હતા અમ તુતક–મસ્તકે સ્વસ્થ !
મધુર રજની–અંકમાં, શયનમાં, અર્ધ સ્વપ્ન નિદ્રસ્થ !

તે વેળા અમ નીચે સુતું શું સમુદ્રજળ પણ ઉજ્જવલ,
રસિલું કટિ અંબર પરિધાન,
તારલે રૂડલે શોભાવાન્ !
છે ત્રિવેણી શી આ મળી રહી !
એ ત્રિવેણી અમ નયન ખિલવશે, અવયવ સઘળે
અમારે, સરિતા આનંદની શી રે'શે વહી !
છે ત્રિવેણી શી આ મળી રહી !

૨

ચંદા શી નભમાં હસી રહી !
વાદળી પટ નિપટ શું રસી રહી !
ખસતું વસન કિરણે કિરણે કસી રહી !
એ પણ હોડકું, કળા કળાયે, રસીલું, છબીલું લેઈ તરતું,
કાંઈ દૃષ્ટિથી ડુબતું,
કાળ સરિતામાં , ખેલે સહી !
કંઇ થાકે ! શી રસની હેલી વહી !
છે ત્રિવેણી શી આ મળી રહી !
એ ત્રિવેણી અમ હૃદય રીઝવશે, અવયવ સઘળે
અમારે સરિતા આનંદની શી રેશે વહી !
છે ત્રિવેણી શી આ મળી રહી !

૩

હતી એક કાળ ચંદા ! શું નહિ
જનમેદિની ?—તારાગણે કંઇ !
રોમક ગ્રીક યવનો હવણે કહીં ?
મિસર ધુસર રગદોળ્યું કાળ તેં ! એશુદ્ધ યહૂદો !
નહિ ગ્રીસ ઇટલી કરમાઇ કળી.
એશિયાઇ વાડી વિલાસ ગઈ !

વધ, વાદળી ! તું ઊડતી નભમાં, સુસમીર વિમાન વિષે હસતી,
નભ ઘુમટમાં લહેરે લસતી; બહુ મોહ ધરૂં તુજ સૌરભમાં. ૩

*　　*　　*　　*

વધતી વધતી બહુ રંગ નવા કસબી તુજ અંગ વિષે ભર તું:
ખીલતું તુજ ઉર વધે સરતું રવિની પ્રીતનું કંઈ અંશી થવા! ૪

*　　*　　*　　*

વધ વાદળી ! તું તહીં જ્યાર જશે, રવિ ત્યાર તને ગણીને તનની,
અતિ તેજમયી દિવ્ય કંચનની શુભ માળ જ તુજ શિરે ગુંથશે? ૫
અથવા તુજ સુંદર અંચળને કસબી મુકશે કંઇ કોર નવી;
કરશે કદી અર્પણ તાત રવિ મણિમાણિક્યનો શુભ હાર તને! ૬
તવ હું તુજ એ સહું સુંદરતા કલપી બહુ મોદ ધરૂં મનમાં;
તુજ રંગ બધા મુજ આ તનમાં પ્રસરી કંઈ નૃત્ય નવું કરતાં. ૭

*　　*　　*　　*

મધુરાં કંઈ સ્વપ્ન વિષે પડી હું નભમાં તુજને તરતી નિરખું;
તુજને પૂછતો સુણતો હરખું, પણ જાગી ભૂલું સહુ તે ઘડી હું. ૮

તદપિ રવિ પૂર્વગૃહે નીકળી ઉંચકે મુજ દૃષ્ટિ ઊંચે ગગને,
તવ હે પ્રિય વાદળી ! જોઉં મને બમણા હરખે સ્મરી વાત વળી ! ૯

તુજ સાથ મને લઈ ત્યાર હવાં વધ આગળ તું ઝટ પૂર્વ ભણી;
તુજ તંબુ કરી શુભ ત્યાં, રમણી, મુજને ઘડી એક જ દે ઠરાવા ! ૧૦

રવિ ત્યાં મુજને બહુ પ્રીતથકી, તુજ અંતર સર્વ બતાવી જશે;
તુજ ને રવિના કંઈ રંગ હશે; વધુ જે, સહુ તે સમજીશ નકી—૧૧

વધ, કોમળ વાદળી ! જા ઝટ તું ! રવિ પાસ અરે અહીં આવી રહ્યાં !
અહિ શાં ઝરણાં દિવ્ય જાય વહ્યાં ! અહહા ! અહીં હર્ષ ભરે લટ શું ૧૨

ખબરદાર—વિલાસિકા

## ૧૩
## ગોપિકા
( વસંતતિલકા )

દોહી રૂપાળી મધુરી મુજ ગાવડીયું, ને દુધડાં મિઠલડાં ભરી તામડીયું:
ચારો નીરી, ધણ મહિં મુકી ધેન ચાલી જાશું રૂડાં જળ હવે જમનાજી આલી ! ૧
સાહેલી સાથ સરખો, ઠીક જોડ જામી, આનંદ ગોઠડી મિઠી પનઘાટ પામી;
માંજ્યાં. સુનેરી દીપતાં, શિર બેડલાં આ, ને પાણીડાં ભરી વળ્યાં ઘર સર્વ જાવા. ૨
રાંધ્યું ઉન્હું ઉન્હું થયું પકવાન્ન ભાણે, ઠાકોરથાળ પીરશી; મન મોજ માણે,
ખાધાં પીધાં, શયન શેજ લીધા; થઈ ત્યાં જાવાની વેળ લઈ ગોરસ વેચવાનાં. ૩
ઝુલે ખીલી નવલી સુન્દર મંજરીયું, ડોલે પરાગ ઝરતી ફુલપાંદડીયું;
વૃંદાવને ઝઝુમતી નદીતીર કુંજો.—ક્યાંથી મધુર સૂર ?—શો વનભેદી ગુંજ્યો ! ૪
કોયેલ ગીતડું શમ્યું, મનવેગ કંપ્યા, ગાયો અને હરણિયાં ભર લ્હેર થંભ્યાં;
વાગે રસીલી અમી રેલતી વાંસળી જ્યાં, ગોપાલબાલ, ઉર આ સરી જાતું ત્યાં ત્યાં. ૫
(સંસાર–ઉપવનમાં ગૃહકુંજ શોભે. કર્તવ્યધેનુ પય અમૃતશું મધુ દે;
પ્રીતિપનોતું શુભ સ્નેહી કુટુંમ્બ રાજે:—ત્યાં યે સદા સતીહૃદે પતિવેણુ ગાજે.) ૬
ખેલ્યાં બધાં વિવિધ રાસલીલા અનેરી ચન્દા ઢળી, સખીરી ! વેળ વીતી ઘણેરી;
હૈડું ન હોય બનતું થિર, સૂર પેલો, ઘુમ્યા કરે જીવન ડોલતી વાંસળીનો ! ૭

સુમન્ત–તરંગાવલિ

---

## ૧૪
## ધણ
( ઓધવજીના સંદેશાના ગીતનો ઢાળ )

ઊગ્યો સૂરજ જો લીલુડા વનમાં રે, ઊગ્યો ઊગ્યો સરવર–ગિરિવરને તટે;
જાગ્યાં ઘોર ઘટામાંનાં પંખેરૂ રે, જાગ્યાં જાગ્યાં મેનાં પોપટ, મોરલા.
ધણ લઇને ચાલ્યા વનબાળ ગોવાળો રે, ગાયો લઇ જાશે રે આઘી સીમમાં
ફરતો ફાલ્યો આંબલિયાનો ફાલ રે, શીળો રે સરવરિયા પરનો વાયરો.

ધણ ચરશે લીલમડું ઘાસ લવિંગ રે, સરવરનીર પીશે ને તેમાં ઝૂમશે.
ધાડાં જામ્યાં જાંબુડીનાં ઝાડો રે, તેને શીરે ધણ વેરાતું ઢળી જશે.
દૂરનાં સરવર ભરતાં ઝરણાં જોવો રે, ગીતડાં ગાતાં નાદ રાયકો રેલશે.
આંબાની મંજરીઓ ખાતી કોયલ રે, વસન્તની વાંસલડી સરિખી બોલશે.

—માં છેડીશ તું આજે ત્હારી વેણુ રે, પ્રભુનાં ગીત વનવનથી વહી તને વધાવશે.

ચીલામાં ચળકન્તા મરવા વીણી રે, છાંયે બેઠા રાયકો ભાત આરોગશે.
વૈશાખે વંટોળ ઉન્હાધખ વાશે રે, ધુળનાં વાદળ રચશે વનના વાયરા.
બળતાં કિરણોના વરસાદ વરસશે રે, બળશે ધરતી, બળશે પ્રાણી, પાંદડાં.
વિયોગ શો કંઇ ધોમ ધખે આકાશ રે, સૂકાશે સૃષ્ટિ, રસ આંખે સીંચશે.
ચરતાં પંખી ડાળે ભેળાં થાશે રે, વિસામે વિરમશે જગતના પન્થીઓ
કડવા લીમડીઓની મીઠી છાંયે રે, રૂમાલના ઓશીકે રાયકો પોઢશે.

કિલકિલ કરતાં વ્હાલપડાં પખેરૂં રે, વ્હાલા ગોવાળ હાલરડે ઉંઘાડશે.
લળી લળી નમતી ફુલવતી નીચી ડાળ્યો રે. પોઢ્યા ગોવાળ ઉપરથી માંખ ઉડાડશે.
લીલગાછમ પલ્લવમાં હરતો વાયુ રે. થાકેલા ગોવાળનો થાક ઉતારશે.
—સંકેલી લે પાલવ ત્હારો ઉડતો રે, વસન્તના પાલવની લીજ્જત જો! ઘડી.

નમતો પ્હોર થશે ને સૂરજ નમશે રે, વાદળિયા સરવરમાં લ્હેરો આવશે.
તટના ઘાસ વિશે મધમાંખ્ય ગગણશે રે, પાળોને શણગારશે બગની વેલડી.
તરૂવર કરતાં વાધી તેમની છાયા રે, પશુપંખી પણ લાગ્યાં મદભર ડોલવા.
પોઢયા રાયકા આળસ મરડી ઉઠયા રે, ઉઠીને વગાડી ચતુરંગ વાંસળી.
આઘી આઘી ખોમાં વળતી ગાયો રે, વાંસલડી 'સાંભળશે, ટપ ત્યાં ઉભશે.
જળજળ નિર્મળ કમળો છુંદતી ભેંશો રે, વાંસલડી સુણશે ને જલને ત્યાગશે.

—જોજો! ઘેરા ભવયમુનાતટ રમતા રે, અનહદ રે વગાડે ગોવિન્દ વાંસળી.
સુણ, સમજ, આચર એ ગીતના ભેદો રે, પશુથી એ પામર શું આપણ માનવી ?—

સાંઝ પડી, આ તડકા કુમળા થાય રે, સૂરજ પણ ધરતીના ઉરમાં ઢળી પડયો.
કયાં છે ધણ! એ કયાં છે બાલ ગોવાળ રે? કયાં છે વાંસલડી એ વનવન વીંધતી ?
માત્ર સરોવર જલમાં રમતાં ભાળું રે, દોડતી વાદળીઓનાં ભૂખરાં લ્હેરિયાં.

—આછા ઘુંઘટ ઉંધાડ, વદન વિકસાવરે વાદળિયોને વેર, પ્રગટ મુખચાંદની.
પ્રિયતમપ્રિય જોઇ લોકડિયાં લજાશે રે, વસન્ત તો પાંખડિયે પ્રેમ વધાવશે.
ધન્ય નયન ! શું હાસ્ય સરલ ! હું પામ્યોરે, આશીર્વાદ હૃદયમાં ઉભરાતા ઝીલ્યા.
બાલકમળ સૌભાગ્યસુધા મ્હેં પીધીરે, ઘણસાં નવ એ દુધડિયાં લાધ્યાં મ્હને.

ન્હાનાલાલ–કેટલાંક કાવ્યો ૧

## ૧૫

## સાગર અને શશી

આજ, મહારાજ ! જલ પર ઉદય જોઇને
ચન્દ્રનો હૃદયમાં હર્ષ જામે,
સ્નેહધન, કુસુમવન, વિમલ, પરિમલ ગહન,
નિજ ગગને માંહિં ઉત્કર્ષ પામે.
પિતા ! કાલના સર્વ સન્તાપ શામે.
નવલરસધવલ તવ નેત્ર સામે !

પિતા ! કાલના સર્વ સન્તાપ શામે !
જલધિજલદલ ઉપર દામિની દમકતી !
યામિની વ્યોમસર માંહિં સરતી;
કામિની કોકિલા કેલિકૂજન કરે,

સાગરે ભાસતી ભવ્ય ભરતી;
પિતા ! સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી ?
તરલ તરણી સમી સરલ તરતી ,
પિતા ! સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી !

મણિશંકર

